127



4 5 25

# શ્રીમદ્ બુદ્ધિચંદ્રજી જીવન ચરિત્ર. (રાસ)




પ્રયોજકઃ-

અનુયોગાચાર્ય

(પં) શ્રી ખાન્તિવિજયજી ગણી

॥ ॐ नमः श्रीपरमात्मने ॥

પ્રાતઃ સ્મરણીય શાંતમૂર્તિશ્રીમન્મુનિ મહારાજશ્રી

# વૃદ્ધિચંદજી જીવન ચરિત્ર.

ગદ્યઆધારે પદ્યરચના કરનાર

**દુર્લભજી વિ ગુલાબચંદ મહેતા**

(એ પૂજ્યગુરુના નામથી વળામા ચાલતી જૈનવિદ્યાશાળાના માજી સેક્રેટરી વળા)

પ્રસિદ્ધ કર્તા,

અનુયોગાચાર્ય (પં.) મહારાજ **શ્રી ખાન્તિવિજયજી** ગણિના સદ્ ઉપદેશ વડે

જુદા જુદા સદ્‌ગૃહસ્થોની સહાયથી દાઠા નિવાસી

**દોશી ચુનીલાલ કલ્યાણજી.**

સાધુ સાધ્વી તથા જાહેર સસ્થાઓને મદદ કરનારાઓ તરફથી ભેટ.

દ્વિતીયાવૃત્તિ ] [ પ્રત ૧૦૦૦

કીંમત અમુલ્ય

શ્રી કૃષ્ણ પ્રિન્ટીંગ પ્રેસમા રતીલાલ હરજીવનદાસ પટેલે છાપ્યુ
નં. ૯, અનંતવાડી, મુબઈ નં ૨.

## આ પુસ્તક છપાવવામાં ઉત્સાહથી મદદ આપનાર ઉદાર સદ્‌ગૃહસ્થોનાં મુબારક નામો.



૧૫૧ પોરબંદર નિવાસી શેઠ પ્રાગજીભાઈ ધરમસી

૧૫૧ માગરોળ નિવાસી શેઠ મુળજીભાઈ અભયચંદ

૭૧ વેરાવળ નિવાસી શેઠ રતનજી ખીમજી
હા. શેઠ જયપાળભાઈ પાનાચંદ

૫૧ વેરાવળનિવાસી શેઠ માણેકચંદ હેમરાજ

૫૧ ઉટડીનિવાસી ઝવેરી પુલચંદ કેશરીચંદ

૫૧ શેઠ ફતાજી પ્રતાપચંદજી મુંબઈ

૨૫ શાહ અમથાલાલ ચુનીલાલ મુંબઈ

૨૫ સિહોરનિવાસી વોહા પીતાંબર પાનાચંદ હા લલ્લુભાઇ

૨૫ શાહ ખાતે

૬૦૧



# ઉપોદ્ઘાત.

---

પ્રાચીન સમયથીજ મહાન્ પુરૂષોના જીવન ચરિત્ર લખવાનો રીવાજ પ્રચલીત છે સબબ તેમના જીવન પ્રવાહમાંથી સદ્‌ગુણો પ્રાપ્ત કરી ભવ્યાત્મ, ભવભીરૂ મનુષ્યોના ચારીત્ર નિર્મળ સુદૃઢ બનેછે

સમરાદિત્યકેવળી, શ્રીપાળ, ચન્દ્રરાજર્ષી, કુમારપાળ, જયાનંદ કેવળી, આદિ અનેક મહાન્ પુરૂષોના ગદ્ય પદ્યાત્મક ચરિત્રો મહાન્ ધુરંધર પૂર્વાચાર્ય વિરચીત મનન કરવાથી અને તેમા ઉંડા ઉતરવાથી મનુષ્ય જાતી આત્મબળે કેવા કેવા ઉત્તમ કાર્યો કરી આત્માર્થી બની અક્ષય અવ્યાબાધ સુખને મેળવી ગયા છે તે યથાર્થતાપૂર્વક વીચારી જતા આત્મા ઉચ્ચતર ઉત્તમ ગુણ સ્થાનકને મેળવી શકે છે

આવા વીચારથી અર્વાચીન સમય વિક્રમની ઓગણીસમી સદીના આખરે ચરિત્ર નાયક પ્રાતઃસ્મરણીય શાન્તમૂર્તિ **શ્રીમાન્ મુનિમહારાજજી શ્રી વૃદ્ધિચંદજી મહારાજ** જેમનો જન્મ પંજાબમા સ્થાનકવાસી વીશા ઓસવાળ કુટુમ્બમા રામનગર ગામમા **ધર્મયશ શ્રેષ્ઠીને** ઘરે વિક્રમ સંવત ૧૮૯૦ ના પોશ શુકલ એકાદશીના રોજ થયેલ જે સમય તે સ્થળે મૂર્તિપૂજક સંવેગી સાધુનો વિહાર તદન કમી હતો (એટલે હતો નહિ એમ કહીયે તોપણ ચાલે) પરંતુ તેમના પૂર્વ પુન્યાઇના બળે સ્થાનકવાસી પંથમાંજ **બૂટેરાયજી** નામના એક રીખ ખાસ સત્ય માર્ગના ખપી નીવડી વિક્રમ સંવત ૧૯૦૨ ની સાલમા રામનગરમા ચાતુર્માસ પધાર્યા અને તેમના પવીત્ર પરીચયથી ચરીત્ર નાયક શુદ્ધ માર્ગના ખપી થયા એટલુંજ નહિ બલકે માત્ર ૧૮ વરસની ભર યુવાન વયમા બાળ બ્રહ્મચારીપણે ચારિત્ર ગ્રહણ કરી આર્યાવૃત્તમા અમાપ ઉપગારી થયા જેથી ગુરૂભક્તિ નિમિત્તે અને તેમના ચરિત્રથી અનેક જીવોના ચારિત્ર નીર્મળ થશે એમ માની આ ચરીત્ર લખવાની ઉમેદ અલ્પમતી અનુસાર રાસરૂપે ગુંથવાની શુભ ભાવના સ્ફુરી આવી.

આ સમયે પજાબની ભૂમિ ઉપરનો વિહાર કેવો વીકટ હતો ગુરૂ મહારાજ શ્રી બુટેરાયજી મહારાજે તેનો ઉદ્ધાર કેવી રીતે કર્યો અને સમર્થ શીષ્યો મેળવી જૈન ધમની ધ્વજા જેમણે આર્યાવ્રત્તમા ફરકાવી તે વખતના ગુરૂ ભાઇયોનો પ્રેમ અપ્રમાદવીહાર-વિનય-આ ચરીત્રમાથી દ્રષ્ટિગોચર થશે

ઉપરોક્ત ચરીત્ર વિક્રમ સવત ૧૯૭૨ ના ચૈત્ર શુદ ૧૦ લખાઇ તૈયાર થયેલ તેને પ્રસીદ્ધિમા લાવવા અને દરેક ગામના ભડારમા તે રહે તો ગામો ગામના સઘ રૂબરૂ જેમ બીજા પ્રાચીન સમયના રાસો વચાય છે તેમ આ અર્વાચીન સમયના રાસ અને ચરીત્રથી અનૃપમ જુદીજ અસર થાય એમ માની પ્રથક્ પ્રથક્ પ્રયાસ કર્યા અને તેની પ્રથમાવૃત્તિ પણ વિક્રમ સવત ૧૯૭૯ ની સાલમા એક સદ્ગૃહસ્થે છપાવી તૈયાર કરાવેલ પણ આજ પર્યંત તે પ્રથમાવૃત્તિ પ્રતીકુળ સયોગો થી બહાર પડેલ નથી એમ જાણી, બીજી આવૃત્તિ કઢાવવા અનુયોગાચાર્ય શ્રીમાન્ ( **પન્યાસજી** ) **મહારાજ શ્રી ઉમેદવિજયજી** મહારાજના મુખ્ય શીષ્ય **પન્યાસજી મહારાજ શ્રી ખાન્તિવિજયજી** મહારાજ આ સાલ અત્રે વિહાર કરતા પધાર્યા અને તેમને વીજ્ઞપ્તિ કરતા તેમના શુભ પ્રયાસથી આ વર્ષના તેમના મુબઇના ચાતુર્માસમા અમલ થતા જૈન સમાજની સેવામા આ ગ્રથ મુકતા આલ્હાદ થાયછે અને અમે તેમનો અતકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

આત્માર્થી ભવભીરૂ મનુષ્યો ચરિત્ર નાયકના પગલે ચાલી વર્તમાન સમયમા પોતાના આત્માને નીર્મળ બનાવી શકે એ હેતુથી આ ચરિત્રને પદ્યમા લખવા યોજના ગુરૂભક્તિ સ્ફુરવાથી જેમ થયેલ છે તેમ તેને પ્રસીદ્ધીમા મુકવા અમારા મહાન્ ઉપગારી મરહુમ સ્વર્ગત પન્યાસજી મહારાજ શ્રી ઉમેદવિજયજી મહારાજના શીષ્ય પન્યાસજી મહારાજ શ્રી **ખાન્તિવિજયજીનો** યોગ મળી આવ્યો તે તેની વીલખતાનો યોગ સોનુ અને સુગધ મળવાની તક મારેજ થયો હશે એમ જણાય છે કારણ કે વૃદ્ધિચદજી મહારાજનો વળા

ઉપર સપૂરણ ઉપકાર છે તેમ વિક્રમ સવત ૧૯૫૩ ની સાલમા પન્યાસજી મહારાજ શ્રી ઉમેદ વિજયજી મહારાજ અત્રે ચાતુર્માસ પધાર્યા અને મારે તેમનો પરીચય પુણ્ય બળે થયો અને હુ પણ ત્યારથીજ ધર્મરાગમાં વીશેષ જોડાયો એટલુજ નહીં પણ વળામા પણ તેમણે ઉપરોક્ત ચાતુર્માસ પ્રસગે અનહદ ઉપકાર કરેલ અને તેના ફળ રૂપે આ ગ્રથ લખવાની જે તક મળેલ તે તેમના નામ સાથે જોડતા બેવડો આલ્હાદ થાય છે

ઉપરોક્ત મહાન્ પ્રભાવશાળી ગુરૂ મહારાજનુ ચરીત્ર એવુ તો અનુપમ છે કે તે પુન પુન મનન કરી વીચારી વાચી જતા અનેક ભવ્યાત્માઓ અલ્પ સમયમા આ અસાર સસારનો નીસ્તાર કરી શકે તેમ છે.

વીજ્ઞપ્તી કે તેમાથી હ સક્ષીર ન્યાયે વાચકવર્ગ સદ્દગુણ મેળવી આત્મહીતમા આગળ વધે તેટલા આ ચરીત્ર લખવાનો હેતુ સફળ થશે સુજ્ઞેષુ કીંબહુના.

ૐ શાંતિ શાતિ. શાંતિ

| | |
|---|---|
| વિક્રમ સવત<br>૧૯૮૦ ના<br>ભાદરવા શુદ ૮ રવીવાર | પદ્યાત્મક રહસ્ય કર્તા,<br>**દુર્લભજી વિ ગુલાબચદ મહેતા,**<br>**વળા** ( વલ્લભીપુર ). |



स्वर्गस्थ शान्त मूर्ति बाल ब्रह्मचारीमुनि महाराज
श्रीमद् वृद्धिविजयजी (वृद्धिचंद्रजी) महाराजजी



शान्तमूर्ति शान्तात्मा, श्रीगुरुवृद्धिविजयजी मुनी श्रेष्ठ,
वंदन करि सुविवेके, शुद्ध भावथी सर्व मळे इष्ट

Krishna Art Works, Vithaldas Road Bombay 2

## મહારાજશ્રીના સ્વર્ગવાસના ખબર મળતાં તેજ સમય બનાવી ગાયેલ સ્તવનો.

( રાગ-બનજારા )

વૃદ્ધિચંદ ગુરૂગુણ ભારી, ગુણ ગણુતા નાવેપારી,
જેનો ખાસ પરમ મહોદય છે, લડાવ્યા લાડ ચતુર્વિધસંઘને રે,
દેતા શીખ શીખામણ સારી                    વૃદ્ધિ૦ ૧

પંચરત્ન મહાવ્રત્ત ધારી, કર્યાં કામ અતિ શુભકારીરે,
તરી તાર્યાં અતિ નરનારી . . વૃદ્ધિ૦ ૨

છે નામે વૃદ્ધિ વૃદ્ધિ ધરમે, વૃદ્ધિ કીર્તિ પામ્યા શુભ કરમેરે,
એવી અડગવૃત્તિ શુભધારી . વૃદ્ધિ૦ ૩

અતિ લોક હતા અજ્ઞાની, આ આર્ય ક્ષેત્રનીમાંહીરે,
કર્યાં ઉપદેશી સદ્દઆચારી                    વૃદ્ધિ૦ ૪

શિષ્યવર્ગ સરવ સુધારી, અહર્નિશ આનંદ પમાડીરે,
મુકી સોબત થયા સ્વર્ગવાસી... .. . વૃદ્ધિ૦ ૫

શીશુવયમા વૈરાગ્યને પામી, લઇ સંયમ થયા વ્રત્તધારીરે,
મહાક્રોધ મોહમદ મારી . વૃદ્ધિ૦ ૬

ગામ નગર ઉલંઘન કરતા, વળી દેશોદેશમા ફરતારે,
કર્યાં પવિત્ર દેશ પુણ્યશાળી. ... .. વૃદ્ધિ૦ ૭

માતા પીતા કુંટુબ ઉજાલ્યા, ઉત્કૃષ્ટ ધર્મ અજુઆળારે,
નિસ્પૃહિ તિક્ષણુ મતિધારી . . વૃદ્ધિ૦ ૮
કર્યાં કાર્ય ધર્મના ભારી, શુ સખ્યા કહુ વીસ્તારીરે,
નાવે વર્ષ વીત્યે છીનપારી . વૃદ્ધિ૦ ૯
આ આર્યભૂમિ વસનારા, અગણીત ધનાઢય વેપારીરે,
કર્યા આજ્ઞાના અનુસારી . . વૃદ્ધિ૦ ૧૦
[1]મહકે [2]છોડ "ગુલાબ" સુવાસી, તેમ મુનિ મડળ શીર નામીરે,
કીધી યોગ્ય ભલી ઠકુરારી વૃદ્ધિ૦ ૧૧

### ત્રોટક છંદ.

ગુણુ કથન કરત મન મથન કરે, દીલમા અતિ ધારી ધારીરે,
છે અલ્પમતિ કેમ પારલહું, કરૂં હામહુ વગર વીચારીરે,
કવિ શક્તિવીના કવિમા ખપવુ, થાય વિદ્વજ્જનોમા હાસીરે,
તેમ બુદ્ધિવિના બની કેમ શકે, બુદ્ધિવંત થવું છે ભારીરે,
મુજ શક્તિ નહિં ગુણુ ગણુવાને, ધરૂ હામ તે છે નાદાનીરે.
પણુ પ્રેમ થકી પ્રીતિના વચનો, બોલું છું માગી માફીરે.

(૧)

લેખક,
ગુલાબચંદ જીવાભાઈ મહેતા.
(વલ્લભીપુર) વાળા.

---

૧ મહકે=મહેતા. ૨ ગુલાબચદ.

स्वर्गस्थ बालब्रह्मचारी तीर्थोद्धारक अनुयोगाचार्य
(पं ) श्रीमद् उमेदविजयजी गणिजी



प० श्री उमेदविजयजी, गणि श्री जन्मथकीज ब्रह्मचारी,
पापशीत दूर करता, प्रौढ प्रतापी पद नम जयकारी,

Kri hra Art Works vithaldas Road, Bombay 2

ॐ સદ્ગુરૂભ્યોનમોનમઃ

# અથ શ્રીસદ્ગુરૂને સમર્પણ પત્રિકા.

## અનુયોગાચાર્ય (પં.) શ્રી ઉમેદવિજયજી ગણિ મહારાજજી.

### શાર્દૂલ વિક્રીડિત વૃત્તમ્

સ્વસ્તિ શ્રી કરનાર બ્રહ્મવ્રતથી જે પૂજ્ય આરાધ્ય છે,
આત્માર્થે ગુણ કેળવી શિવગતિ લેવાતણુ સાધ્ય છે,
ચૂકે જે નહિ સર્વથા સ્વપરને કલ્યાણ માર્ગે જતા,
માનુ ધન્ય ઘડી અને સમય તે શ્રી સદ્ગુરૂ વંદતા ૧

### હરિગીત છંદ

વર બ્રહ્મચારી જન્મથી વૈરાગ્યવંત વિવેકથી,
નિજ આત્મહિત સાથે અપરહિત ઇચ્છીં સાચી ટેકથી,
મહાવીર દીક્ષા આદરી શૂરવીર થૈને પાળતા,
નિસ્પૃહ પણે રહેતા સદા ચારિત્ર દુષણ ટાળતા. ૨
વિચર્યા વિવિધ દેશે સુધાર્યા લોકને વ્યાખ્યાનથી,
રહેતા સુસંયમ માર્ગમા નિર્લેપ જન સમુદાયથી,
અપવિત્ર આચરણા ત્યજી સત્સંગ શ્રીનિર્ગ્રંથનો,
કરીને સ્વપર કલ્યાણ સાધક ભાવથી શીવપંથનો ૩
સાચો જિનેન્દ્રે વર્ણવ્યો વ્યવહાર નિશ્ચય ધર્મને,
સમજી અને સમજાવતા જીજ્ઞાસુને નિર્મળ મને,
તપ તેજથી કરી નિર્જરા કર્મોતણી ચઢતા ગુણે,
સુખ દુંખ વિષે સમભાવથી રહેતા વળી નિર્મમપણે. ૪

મોક્ષાર્થ મહાપુરૂષાર્થ મ્હોટો આદર્યો મહાસત્ત્વથી,
શુભ ભાવથી વાસિત કર્યો નિજ આત્મ ભાવ સુતત્ત્વથી,
શુદ્ધ દેવ ગુરૂને ધર્મની શ્રદ્ધા અચળ જેની ભલી,
વદન કરૂ ક્રમ કમળમા નમીને સદા હુ લળી લળી ૫

ઉપકારી જગજનને ઘણા દોષો થકી મૂકાવિયા,
વળી દેવ દ્રવ્ય કઢાવીને બુડતા જનોને બચાવિયા,
ભવભીરૂ તાપ પ્રશસ્તથી પાપીનુ પાપ નિવારતા,
મહાવીર શાસન નિષ્કલક પ્રચારવા ઉદ્યમી થતા. ૬

દીક્ષા પ્રભુની આપીને શીક્ષાથી શીષ્ય સુધારતા,
સારણ અને વારણ વિગેરેથી પ્રમાદ વિદારતા,
જ્ઞાનાદિ સદ્ અભ્યાસમા જોડી વિવેકી બનાવતા,
વિનયી કરી પ્રભુમાર્ગમા નિર્મદ પણે વિચરાવતા ૭

એવા અનેક ગુણોથી આકર્ષાઇ અભિવદન કરૂ.
ગુરૂ ભક્તિથી પ્રેરાઈ નિર્મળ પ્રેમથી ઇચ્છીત વરૂ,
સ્વર્ગસ્થ શ્રીગુરૂદેવ આગળ સુગુણ (પદ્ય) પુષ્પ પગર ભરૂ,
**પન્યાસજી શ્રીઉમેદવિજયજી** આપને અર્પણ કરૂ ૮

ગુરૂશ્રીજી ! આપતણો હુ બાલક મદ મતિ કર જોડીને,
વિનવુ જિનાજ્ઞામા સદા રહુ મોહ મમતા મોડીને
એ સફળ આશા થાય એવી પ્રેરણા કરશો સદા
**ખાન્તિ વિજય** જય જય કરો શ્રુત પ્રેમવૃદ્ધિ સર્વદા ૯

દા આપશ્રીનો ચરણ સેવી,
**ખાન્તિ વિજય ગણિ.**



विद्यमान् बालब्रह्मचारी अनुयोगाचार्य

(पं) श्रीमान क्षान्तिविजयजी गणि.

गणि पद वि स १९७९ । पन्यास पद वि स १९७९



जन्म वि स १९४१ । दीक्षा वि स १९६० ।

वि स १९७८ मा लुणार ( वराड ) मां १५० स्थानक-वासिओने मूर्तिपूजक बनावनार अने वि. स १९८० । ८१ मां मुबईमा श्री भगवती सूत्रना व्याख्याता

## શ્રીમદ્ અનુયોગાચાર્ય (પન્યાસજી) મહારાજ શ્રી ઉમેદ વિજયજી ગણી તથા શ્રીમદ્ અનુયોગાચાર્ય (પં.) શ્રી ખાન્તિવિજયજી ગણિ ગુરૂ ગુણાષ્ટક.

( સવૈયા—એકત્રિશા )

**શ્રી**મરૂભૂમિ ખીમારૂ ગામમા, **ધર્મદાસ શ્રેષ્ટિ** ધનવાન,
**મ**હત ભાગ્ય લક્ષ્મિ સ્વરૂપ તસ, **લક્ષ્મીબાઈ** ગૃહિણી કુળવાન,
**ન**મ્ર સુશીલ નિપૂણ વડભાગી, પુત્ર જાસ **સુગનમલ** નામ,
**મુ**હૂર્ત શુભ [1]ઓગણી છવીશે, ગ્રહે [2]સંયમ [3]પાલી મુકામ
[ ૧ ]

**નિ**સ્પૃહિ, બાળબ્રહ્મચારી, ઉદાસીન, [4]સૃષ્ટિના સુખોથી જેહ,
**મ**હાન્ જિન શાસન અજુવાળી, કરે કૃતારથ માનવ દેહ,
**હા**ર્યા હરિહર, બ્રહ્મ, [5]પુરંદર, નચવ્યા રાગે નાચ અપાર,
**રા**ખી કાબુ જીતેન્દ્રિય રહિ. જેનાથી ન ડગ્યા [6]તલભાર.
[ ૨ ]

**જ**ય પતાકા જૈન ધર્મની, ફરકાવી ભારત મોઝાર,
**પ**તિત થના પ્રતિબોધી ઉદ્ધર્યા, ભવ્ય જીવોપર કરી ઉપકાર
**ન્યાય** પંથ, તપ, સંયમ, નિયમમા, યોગ્ય ખપી થાતા ગુરૂરાય,
**મ**મરથ શિષ્ય કૃપા દ્રષ્ટિએ, **ખાન્તિવિજય પન્યાસજી** થાય.
[ ૩ ]

---

૧ વિક્રમ સંવત ૧૯૨૬ ની સાલમા. ૨ દીક્ષા ૩ મારવાડના પાલી શહેરમા ૪ સંસાર દુનિયાના. ૫ ઇન્દ્ર. ૬ લેશ માત્રપણ

જીનાગમ ભગવતી સુત્રની, વાચના દે મુંબઇ મોઝાર,
મહા આડંબર સમજણ પૂર્વક, શ્રોતા શ્રવણ કરે ધરી પ્યાર,
હાજર રહિ અહર્નિશ મેળવે, ભાગ્યવાન જન લાભ અપાર,
રાખી રહ્યા ચાતુર્માસે આ, ગુરૂજીનો સુન્દર સત્કાર

[ ૪ ]

જતા સ્વર્ગ ચાતુર્માસે આ, **વિજયવીર સૂરીશ્વર** રાજ,
**શ્રીમદ્** ખાન્તિ વિજય પન્યાસજી, તત્પર રહે તસ સેવા કાજ,
ઉત્તમ આખર સમયે જેણે, વૈયાવચ્ચ કરી લાભ અપાર,
મેળવતા, ગુરૂ વીરહે જેનો, આજ્ઞાયે સાચો આધાર.

[ ૫ ]

દક્ષ **શિષ્યષટ્**[1] ગુરૂરાજના, પ્રશિષ્ય સંખ્યા [2]પાચ પ્રમાણ,
ત્રિજય કરે તેમાથી રહેલા, પંચમ કાળે પામી [3]નાણ,
જગત જંતુ હિત માટે ગુરૂએ, કાર્ય કીધેલા શુભ અનેક,
યશ નિર્મળ ગંગાજળ સમજસ, વીસ્તારે શીષ્યો ધરી ટેક

[ ૬ ]

---

૧ શ્રીમદ્ પન્યાસ ઉમેદવિજયજી ગણીજી મહારાજના ૭ શિષ્ય તેમના નામ ૧ મુનિમહારાજ શ્રી નરેંદ્રવિજયજી તપગ્ગી ૨ મુનિ શ્રી પ્રધાનવિજયજી મહારાજ. ૩ મુનિમહારાજ શ્રી અમૃતવિજયજી ૪ શ્રીમદ્ પન્યાસજી મહારાજ શ્રી ખાન્તિવિજયજી ગણી ૫ મુનિમહારાજ શ્રી જયવિજયજી ૬ મુનિમહારાજ શ્રી ધનરૂપવિજયજી ૨ પાચ શિષ્યના શિષ્ય તેઓના-નામ પ્રશિષ્ય સંખ્યા ૫

૧ મુનિમહારાજ શ્રી નરેંદ્ર વિજયજી તપગ્ગીજીના શિષ્યો
૧ શ્રી ભાણવિજયજી. ૨ શ્રી લબ્ધીવિજયજી
૨ શ્રીમદ્ પન્યાસજી ખાન્તિવિજયજી ગણીના
૧ શ્રી પુંપવિજયજી ૨ શ્રી ચમરેંદ્ર વિજયજી
૩ શ્રી જયવિજયજીના શિષ્ય શ્રી કલ્યાણવિજયજી

૩ જ્ઞાન.

ગુરૂ વૃધ્ધિચંદ ચરિત્ર પદ્યાત્મક, પ્રસિદ્ધ કરાવે ચાતુર્માસ.
રૂડા ગુણ ગ્રાહક સમરથ શિષ્ય, મુંબઇ આન્તિવિજય પન્યાસ;
જન્મ ચરિત્ર એ મહાન્ પુરૂષનુ, સ્થળ સ્થળમા રહેશે વંચાય,
યત્ન શુભ એ કરણ કરાવણ, અનૂમોદન સરિખા ફળદાય.

[૭]

વંદનીક થઇ વસુધા માહે, સ્વર્ગ ગમન કરતા ગુરૂરાય,
તારણ તરણ બીરૂદ દીપાવ્યું, શિષ્યો પણ સમરથ જસ થાય;
રચના [1]ઓગણી એકાશીયે, કીધી આ [2]વલ્લભીપુર શહેર,
દો "દુર્લભ" શીર अनरलापीका, ગુરૂ નામે લીલા લહેર

[૮]

૧ વિક્રમ સવત ૧૯૮૧ ની સાલમા ૨ વલ્લભીપુર વળા શહેરમા

વળા,
વિક્રમ સ ૧૯૮૧
કાર્તિક શુક્લ
એકાદશી દેવદીવાળી.

લેખક–ચરણોપાસક
દુર્લભજી વિ૦ ગુલાબચંદ મહેતા
વળા ( કાઠીઆવાડ )

# શાંતમૂર્તિ પરમઉપકારી તીર્થોદ્ધારક બાલબ્રહ્મચારી શ્રીમાન્ અનુયોગાચાર્ય (પન્યાસજી) શ્રીઉમેદવિજયજી ગણી મહારાજનુ જીવન વૃતાંત.

પ્રાચીન સમયથી મહાન્ પુરૂષોના જીવન ચરિત્ર લખવાનો રીવાજ પ્રચલીત છે તેમજ અર્વાચીન સમયે પણ તેવા મહાન્ પુરૂષોના જીવન ચરિત્ર લખાય છે તે વાસ્તવીક છે. સબબ તેમના જીવન પ્રવાહમાંથી જન સમૂહ ઉત્તમ સદ્‌ગુણો મેળવી આત્મ કલ્યાણ સાધવામા અને સદ્‌ગુણો મેળવવામા આગળ વધે છે

શ્રીમાન્ પન્યાસજી ઉમેદવિજયજી ગણીનું ચાતુર્માસ વિક્રમ સવત ૧૯૫૩ ની સાલમા આહી **વળા શહેર** (વલ્લભીપુર) મા થયુ જે વખત મારી ઉમ્મર લગભગ ૨૦ વર્ષની હતી તેમનો વચનગુપ્તિ પર ભારે કાબુ હતો અને તેમની બોધ શક્તિ તો એવી અનુપમ હતી કે કઠણ હૃદયના માણુસને પણ વૈરાગ્ય વાસનાથી પરીચય થયે અવશ્ય વિભુષીત કરેજ

ચરીત્ર નાયકનો જન્મ **મરૂ ભૂમિમાં પાલી શહેર** નજીક **ખીમાડ઼** નામના ગામમા **વિક્રમ સવત ૧૯૦૩ ની સાલમાં** ઉત્તમ કુટુમ્બમા **ધર્મદાસ નામા ગૃહસ્થને** ઘેર રત્નકુક્ષી **લક્ષ્મીબાઈ** માતાની કુક્ષીયેથી થયો હતો ભાગ્યશાળી જીવ જ્યારે માતાની કુખમા ગર્ભપણે ઉત્પન્ન થાય છે ત્યારે તેમની માતાને ઉત્તમ પ્રકારના દોહલા (મનોરથ) થાય છે તેમ લક્ષ્મીબાઇને ગુરૂ, મહારાજ ગર્ભમા આવતા અનર્ગલ લક્ષ્મીનુ દાન આપવાની અભીલાષા થઈ હતી. જે અભીલાષા ધર્મદાસ શ્રેષ્ટીએ સ્વશક્તી અનુસાર પૂર્ણ કરી હતી ગુરૂમહારાજનો જન્મ થતાજ તે કુટુમ્બ

સારી જાહોજલાલીવાળી સ્થિતીમા આવ્યુ હતુ અને ગુરૂમહારાજનો જન્મ સમય ઘણી ધામધુમ-આડબર સાથે ઉજવ્યો હતો અને બાળકનુ નામ **સુગનમલજી** રાખવામા આવ્યુ હતુ જન્મથીજ સસ્કારી પુરૂષમા ઉત્તમ ગુણો ઝળકી નીકળે છે તેમ તેમની ધર્મ-રૂચી વિનય પ્રમાણીકતા બાલવયથીજ એવા હતા કે તેમનુ વર્તન જોઈ બીજા બાળકો પણ સસ્કારી થાય અને ધર્મરૂચીવાળા થાય, અનુક્રમે પુખ્તવયે પહોચતા તેમના માતા પીતાએ લગ્ન કરવાની તજવીજ કરવા-સબધ જોડવા હીલચાલ કરી, ચરિત્ર નાયકને તે વાતની જાણુ થતા તેમા પોતાની અરૂચી જણાવી

ભોગાવળી કર્મનો ઉદય જેમનો ક્ષીણુ થયો હોય, આત્મ હિતમા આગળ વધવા અને દુનિયાનો ઉદ્ધાર કરવા જેમનો આ ભારત ભૂમિપર જન્મ નિર્માણુ થયો હોય, તેવા પુરૂષોજ આવી શીશુ વયમા દુનિયાના મોહને તીલાજલી આપી આવા ઉત્તમ ઉદ્‌ગારો રજુકરે. શીશુવયથીજ અસાર સંસાગના ક્ષણીક સુખથી ઉદવીગ્ન, જીતેંદ્રિય, નિસ્પૃહિ, દૃઢધર્મરૂચીવાન, ચરિત્રનાયક, પોતાના ગામથી પાલી શહેર નજીક હતુ જ્યા શ્રી નવલખા પાર્શ્વનાથજી મહારાજનુ ભવ્ય તીર્થ છે, અને જ્યા બાવન જીનાલયનુ ભવ્ય મન્દિર છે, ત્યા પુન પુન યાત્રાનિમિત્તે અવાર નવાર જતા, અને તેમની આસ્થા પરિપૂર્ણ એ તીર્થપર હોવાથી, શ્રી પાર્શ્વનાથજી મહારાજનુ જન્મ કલ્યાણક પોશ વદી દશમ (ગુજરાતી માગસર વદી ૧૦) નુ હોવાથી દર માસની અધારી દશમે તેઓ ત્યા જતા અને એકાસણુ કરતા પોશ દશમી ઉપર તો અગાઉથી પોતે દર વર્ષે ત્યા જઈ પોતાના તરફથી ઓત્સવ કરાવવા પૂર્વક પુજાઓ ભણાવતા હતા

ચરિત્રનાયક ધર્મરૂચીમાં આ પ્રમાણે કેટલોક કાળ નીર્ગમન કરતા ત્યાં આગળ ત્યાગી વૈરાગી વિગેરે અનેક ગુણોથી વિભષીત

મુનિમહારાજ શ્રી **વિનયવિજયજી** મરૂભૂમિને પાવન કરતા ખીમારૂ ગામ ( ચરિત્ર નાયકની જન્મ ભૂમિ ) મા પધાર્યા તેમની ધર્મદેશનાથી અને પૂર્વજન્મના પુણ્ય યોગે પ્રાપ્ત થયેલ દૃઢ ધર્મ સંસ્કારથી ચરિત્રનાયકને દીક્ષા અંગીકાર કરવાની અભીલાષા થઇ જે જાહેર કરતા યોગ્ય જીવ જાણી ક્રીયાકાડ પુરતો અભ્યાસ કરાવી વિક્રમ સંવત ૧૯૨૬ ની સાલમા પાલી શહેરમા ગુરૂમહારાજે દીક્ષા આપી અને ચરિત્રનાયકનુ નામ મુનિ શ્રી **સુજ્ઞાનવિજયજી** તે વખતે ગુરૂમહારાજે સ્થાપેલું હતુ

સુજ્ઞાનવિજયજી, ગુરૂમહારાજ સાથે ત્યાથી વિહાર કરતા મરૂભૂમિમા વીચર્યા, પાચ સાત કોષ દૂર હોય ત્યા સુધી દરમાસની અંધારી દશમે પાલી શહેર આવી શ્રી નવલખા પાર્શ્વનાથજીની યાત્રા કરતા તેમનો પ્રેમ આ તીર્થપર જન્મથીજ દૃઢ હતો તેઓશ્રી મરૂભૂમિમા જ્યા સુધી વીચર્યા ત્યા સુધી દરવર્ષે પોશ દશમી પર આ તીરથે આવી શ્રાવકોને બોધ આપી મહોત્સવ તથા પૂજા ભણાવવા વિગેરે દેવ ભક્તિનું કાર્ય કરતા હતા.

ગુરૂમહારાજશ્રી સાથે અનુક્રમે વિહાર કરતા ગુર્જર દેશ ( ગુજરાત ) મા પધાર્યા રાજનગરમા ડેલાના ઉપાશ્રયે **પન્યાસજીમહારાજ શ્રી રત્નવિજયજી ગણી** પાસે યોગોદ્વહન કરી વિક્રમ સંવત ૧૯૨૮ ની સાલમા વડી દીક્ષા લીધી તે વખતે તેમનું નામ **મુનિમહારાજ શ્રી ઉમેદવિજયજી** રાખવામા આવ્યું જે નામ અદ્યાપિ પર્યંત પ્રસિદ્ધ છે

ત્યારબાદ ગુરૂમહારાજને ખાસ કારણસર મરૂભૂમિમા જવાનુ થતા તેમની આજ્ઞાથી ચરિત્રનાયક **તપાગચ્છાધીશજ દાદાના નામથી પ્રસિદ્ધિ પામેલા** લુવારની પોળે બીરાજતા **શ્રીમાન્ પન્યાસજી મહારાજ શ્રી મણિવિજયજી** દાદા સાથે રહ્યા. ચાતુર્માસ પણ

તેમના સાથેજ થયું તેમના સમાગમથી વ્યાકરણ, પ્રકરણાદિ સામાન્ય જ્ઞાનાભ્યાસ કરી યોગોદ્વહન કરવા પૂર્વક સિદ્ધાંત વાચવા લાગ્યા અને દાદા સાથે રહેવાથી તેમની ત્યાગવૃત્તિ તો જન્મથીજ હતી પણ વધારે દૃઢ અને નિર્મળ બની અને તે સમયમાં તેમણે બાર વરસ સુધિ તો લાગઠ એકાસણાજ કર્યા હતા

ત્યારબાદ ઉજમ બાઈની ધર્મશાળામા શ્રીમાન્ બુટેરાયજી ઉર્ફે **બુદ્ધિવિજયજી** ત્થા **શ્રીમાન મુક્તિવિજયજી** (મુળચંદજી) મહારાજની સાથે રહ્યા હતા અને તે અરસામા ચરિત્ર નાયકે ઘણુંજ ઉત્તમ પ્રકારનું જ્ઞાન સંપાદન કર્યું. શ્રીમાન્ મુક્તિવિજયજી મહારાજ કાળધર્મ પામ્યા પછી કેટલોક વખત **શ્રીમાન્ વૃધ્ધિચંદજી મહારાજ** સાથે રહ્યા શ્રીમાન્ મુળચંદજી મહારાજ અને વૃદ્ધિચંદજી મહારાજ સંગાથે લાંબો વખત રહેવાથી શ્રીમાન્ મુળચંદજી મહારાજના શિષ્ય તરીકે જન સમૂહમા પ્રસિદ્ધ થયેલા, અને વૃદ્ધિચંદજી મહારાજ પ્રતે તેમનો અસાધારણ પ્રેમ હતો જેથી તે બન્ને મહાત્માઓના સમુદાય સાથે તેમનોદૃઢ પરિચય નિર્વાણ પર્યંત રહ્યો

ચરિત્રનાયકે કચ્છ દેશમા વિહાર કરી બે ચાતુર્માસ ભુજમા અને બે ચાતુર્માસ માડવીમા કર્યાં હતા તે સમય **કચ્છમાં રહેલા પ્રાચીનતીર્થ ભદ્રેશ્વરને** પ્રસિદ્ધીમા લાવી તેનો ઉદ્ધાર કરાવ્યો હતો

ચરિત્ર નાયકે શરૂઆતમા ચાર ચાતુર્માસ **વડોદરા શહેરમાં** અવાર નવાર કર્યા હતા ત્રણ ચાતુર્માસ **કાઠીયાવાડના મહુવા બંદરમાં** કર્યાં હતા પૂર્વે સદરહુ શહેરમા દેવદ્રવ્યમા આગેવાનોની અણસમજને લઈ ગોટાળો થયેલ તે દુર કરાવ્યો હતો, અને તે સમય અત્રે યતિવર્ગનુ જોર વિશેષ હોવાથી મુનિ વિહારમા જે અગવડતાઓ હતી તે શ્રાવકોને સમજાવી સરળતા કરી એક ચોમાસું **ડીસા શહેરમાં**

કર્યું હતુ આંહી પણ યતિનુ પરીબળ જબર જસ્ત હતુ, તેમના મંત્ર યંત્ર તંત્રથી ભરમાયેલ મુગ્ધ શ્રાવકોને શુધ્ધ ધર્મનો બોધ આપી જન સમાજને આહી શુધ્ધ ધર્મની રૂચીવાળો કર્યો હતો, અને આહીથી સાત ગાઉ ઉપર આવેલ પ્રાચીન જૈન તીર્થ શ્રી **ભીલડીયા પાર્શ્વનાથજી મહારાજનું તીર્થ** અપ્રસિધ્ધ સ્થિતિમા તે વખત રહેલ હતુ ત્યા ડીસાના સંઘને સાથે લઈ યાત્રા કરવા પધાર્યા હતા, અને જીર્ણ સ્થીતિમા આવેલ આ પ્રાચીન તીર્થ મહા પ્રભાવશાળી છે એમ શ્રાવકોને પ્રતિબોધ આપી તેના વહિવટના નાણા ૪૦–૫૦ વર્ષથી ચોપડામા લહેણા રહેલા હતા તે ચોપડાઓ મંગાવી વ્યાજ સાથે પૈસા વસુલ કરાવ્યા, અને તે ગામના પણ ધનાઢય શ્રાવકોને ઉપદેશ આપી તથા આજુબાજુના ગામોમાથી મદદ મેળવી અને ડીસાના શ્રાવકો સંઘમા આવેલ તે તમામની મદદ મેળવી આ તીર્થનો જીર્ણોધ્ધાર કરાવ્યો તથા મન્દિરની ચારે બાજુ વિશાળ જગ્યા ખરીદાવી ધર્મશાળા બંધાવવાનો ઉપદેશ કર્યો, અને તેથી ત્યા આજે વીશાળ ધર્મશાળાનુ મકાન શોભી રહેલ છે, તે આ ચરીત્રનાયકના પ્રયાસને આભારી છે, એટલુ જ નહિ પણ આ તીર્થમા અવાર નવાર આવી શ્રાવકોને બોધ આપી, આ તીર્થને ખાસ પ્રસિદ્ધીમા લાવ્યા જેથી ત્યા દરવરસે પોષ દશમીએ મેળો ભરાય છે અને ઘણા યાત્રાળુ શ્રાવકો અદ્યાપિ પર્યંત આવે છે, આવનાર સમુદાયને તકલીફ કમી થાય તે ખાતર ત્યા માગશર વદ ૯-૧૦-૧૧ ત્રણે દીવસ નવકારશી–જમણવાર–સ્વામીવત્સલ થાય તેવી સગવડતા પ્રતિબોધથી કરાવી આપી આ તીર્થને ખાસ પ્રસિધ્ધીમા લાવ્યા છે, આવા અનેક ઉત્તમ કાર્યો તેઓએ વિહારમા સ્થળે સ્થળે કરેલ છે પણ તેની નોધ નહી મળવાથી વીસ્તારથી વિવેચન અત્રે આપી શકેલ નથી

શ્રીમાન્ વૃદ્ધિચંદજી મહારાજના શિષ્ય **પન્યાસજી મહારાજ શ્રી ગંભીરવિજયજી** પાસે ભગવતીજીના યોગવહન કરતા

રાજનગરમાથી તેઓ સાથેજ ચરિત્ર નાયક **શ્રી** સિદ્ધગિરિરાજના સઘમા પધાર્યા અને ત્યાથી ભાવનગર પંન્યાસજી મહારાજ સાથે આવી આહીના સઘના અત્યાગ્રહુથી આડબર પૂર્વક વિક્રમ સવત ૧૯૪૯ ની સાલમા ગણી પદવી પામ્યા.

વિક્રમ સવત ૧૯૫૨ની સાલમા **રાધનપુર શહેરમાં** ઓત્સવ મહોત્સવ પૂર્વક શ્રીમાન્ મુળચદજી ગણી મહારાજના શિષ્ય **પન્યાસજી મહારાજ શ્રી આણદવિજયજી**ના હાથથી **પન્યાસ પદવીથી** ચતુર્વિધ સંઘ સન્મુખ વિભૂષીત થયા

શ્રીમાને ઉપરોકત જણાવેલ ગામો સીવાય અન્ય સ્થળે ચાતુર્માસો કરતા અનેક ઉપકારો કર્યા છે પણ તેના લખાણના અભાવે વિવેચન લખી શકાયેલ નથી, પોતે કચ્છમા વિચર્યા તે સમય મુનિ નરેંદ્રવિજયજી મહારાજને દીક્ષા આપી હતી, જેઓ મહાન્ તપસ્વી થયા તેમણે **માસ ક્ષમણ–પાસ ક્ષમણ–સોળભતું** વગેરે અવાર નવાર સારી તપસ્યાઓ કરી હતી

ત્યારબાદ મુનિ મહારાજ શ્રી પ્રધાનવિજયજીને દીક્ષા આપી તથા રાધનપુરના એક શ્રાવક જેઓ પ્રકરણાદિનું ઉત્તમ જ્ઞાન ધરાવતા હતા તેમને દીક્ષા આપી તેમનુ નામ મુનિશ્રી અમૃતવિજયજી રાખવામા આવ્યુ આ પ્રમાણે ગુરૂ મહારાજશ્રીના ત્રણ શિષ્ય થયા —

## તે શિષ્યોના કાળ ધર્મની નોંધ.

મુનિ શ્રી નરેંદ્રવિજયજી તપસ્વીજી વિક્રમ સંવત ૧૯૬૪ની સાલમા સિદ્ધક્ષેત્ર પાલીતાણામા કાળધર્મ પામ્યા

મુનિ શ્રી પ્રધાનવિજયજી બીજા શિષ્ય વિક્રમ સંવત ૧૯૫૨ ની સાલમા વઢવાણ કેમ્પમા કાળ ધર્મ પામ્યા.

મુનિ શ્રી અમૃતવિજયજી ત્રીજા શિષ્ય વિક્રમ સવત ૧૯૭૫ ની સાલમા થરાદરીમા કાળધર્મ પામ્યા.

## પ્રશિષ્ય.

મુનિ શ્રી નરેંદ્રવિજયજીના શિષ્ય મુનિ શ્રી ભાણુવિજયજી જેમને ધોલેરા બદરમા પન્યાસજી શ્રી ઉમેદ વિજયજી મહારાજે સ્વહસ્તે દીક્ષા આપી હતી તેઓ પ્રભાવ શાળી વિદ્વાન થયા હતા તેઓ વિક્રમ સવત ૧૯૬૧ની સાલમા **મહુવા બંદર** કાળધર્મ પામ્યા મુનિ શ્રી નરેદ્રવિજયજીના બીજા શિષ્ય મુનિ શ્રી લબ્ધિવિજયજી થયા હતા જે હાલ પોતાના શિષ્યો મુનિ રત્નવિજયજી આદિ ૩-૪ ઠાણા સાથે મરૂભૂમિમા વિચરે છે

ચરીત્ર નાયકના ઉપરોકત ૩ શિષ્ય પ્રશિષ્યની વ્યાખ્યા જણાવ્યા બાદ તેમના ૩ શિષ્યરત્ન બીજા થયા એકંદર ગુરૂ મહારાજને **ષટ્ શીષ્યો** થયા

ચરીત્ર નાયક પાલનપુર એજન્સીમા રાધનપુર નજીકના થરા ગામમા વિક્રમ સવત ૧૯૫૯ ની સાલમા પધાર્યા ત્યાના રહીશ શેઠ કુટુબના **ચતુરભાઈ નામના શ્રાવકની** ધર્મપત્ની રત્નકુક્ષી પુંજીબાઈ નામની હતી આ ગામથી ત્રણ ગાઉ ઉપર આવેલા **રાજપુર** નામના ગામમા વિક્રમ સવત ૧૯૪૧ ના મૃગશર શુકલ ચતુર્દશીએ સોમવારે પ્રાત કાલે તેમની કુક્ષીથી જન્મ પામેલ મહાપુણ્યવાન **ચુનીલાલ** નામના શ્રાવક હતા તેમનુ કુટુબ ઘણુંજ બહોળુ હતું, ચરિત્ર નાયકે તેમના માતા પિતા કાકા બાધવો બ્હેનો સહકુટુંબને

ધર્મ બોધ આપી ધર્મ શ્રધ્ધામા દૃઢ કર્યા અને ચુનીલાલભાઈને પણ તેમના બોધથી દીક્ષા લેવા અભિલાષા થઈ તેથી તેમના કુટુમ્બને સમજાવીને અનુમતિ મેળવીને વિક્રમ સંવત ૧૯૫૯ ના વૈશાક વદ ૭ ના દીવસે **પાટણ શહેરમાં ખેતરવશીના પાડામાંથી** મોટી ધામધુમથી મહોત્સવ પૂર્વક વરઘોડા સહિત શહેર બ્હાર જઈ તેમન કુટુમ્બ અને ચતુર્વિધ સંઘ સમક્ષ તેમને દીક્ષા આપી હતી તેમનુ નામ **મુનિ શ્રી ખાન્તિવિજયજી** રાખવામા આવ્યુ તેજ દીવસે તેમની સાથેજ બીજા એક શ્રાવકે પણ દીક્ષા લીધી જેમનુ નામ **મુનિ શ્રી જયવિજયજી** રાખવામા આવ્યુ હતુ, ઉપરોકત બન્ને શિષ્યોની વડી દીક્ષા સવત ૧૯૫૯ ના અશાડ શુદ ૮ મે પાટણમાજ ચરીત્ર નાયકના સ્વહસ્તે થઈ હતી.

ત્યારબાદ વિક્રમ સવત ૧૯૬૦ની સાલમા ચાણસ્મા ગામમાં એક શ્રાવકને ચરિત્રનાયકે દીક્ષા આપી જેમનું નામ **મુનિ શ્રી ધનરૂપ વિજયજી** રાખવામા આવ્યુ હતુ

શ્રીમાન્ ખુદના આ ત્રણે શિષ્યો હાલ વિદ્યમાન છે ચરિત્ર નાયકનો **મુનિ મહારાજ શ્રી ખાન્તિવિજયજી મહારાજ** ઉપર વિશેષ પ્રેમ હતો અને મુનિ શ્રી ખાન્તિવિજયજી **ગુરૂ ભકિતમા** તલાલીન હતા જેથી તેમને યોગ વહન કરાવી પોતાને હાથેજ ગણી અને પન્યાસ પદવી આપવા ચરીત્ર નાયકને ખાસ ઉમેદ હતી, પરતુ ભાવિ પ્રબળ છે આયુષ્ય સ્થિતિ કમી, જેથી તે અભિલાષા ચરીત્ર નાયકના દિલમાજ રહી, પરંતુ તે પોતાની અભિલાષા પૂર્ણ કરવાને **શ્રીમાન્ વિજય વીર સૂરિજીને** પોતે ખાસ ભલામણ કરી હતી કારણ કે શ્રીમાન્

વિજય વીર સૂરિજીને વિક્રમ સવત ૧૯૬૦ની સાલમા ભગવતીજીના યોગ વહન પોતેજ કરાવીને સવત ૧૯૬૧ ની સાલમાપાટણમા ગણી પદવી આપી હતી અને તેજ સાલમા રાધનપુરમા પન્યાસ પદવી પણ પોતેજ આપી હતી તે વખત ખાસ ભલામણ કરેલ કે જેવી રીતે તમોને યોગ વહન કરાવીને પદવીથી વિભુષીત કરેલ છે, તેમ તમો પણ યોગ વહન કરાવી મારા વિદ્વાન શિષ્ય મુનિ શ્રી ખાન્તિવિજયજીને ઉપરોકત પદવીથી વિભુષિત કરવા ચુકશો નહિ

આ પ્રમાણે હકીકત બન્યા પછી ચરીત્ર નાયક તપ, જપ, વ્રત્ત, સયમ, નિયમ, આદિ અનેક ગુણોથી વિભુષીત થઇ આડત્રીશ વર્ષ સુધી લાબો વખત દીક્ષા પ્રર્યાય પાળી વિક્રમ સવત ૧૯૬૩ ના ચાતુર્માસ માટે શ્રી સિદ્ધક્ષેત્ર પાલીતાણામા પધાર્યા હતા, ભારત ભૂમિપર વિચરી અનેક જીવોને અસારસસારથી નિસ્તારતા તરણ તારણ બાળબ્રહ્મચારી નિસ્પૃહિ મહાન્ પ્રભાવશાળી સ્વાત્મકલ્યાણપ્રાપ્ત કરવાને માટેજ તીર્થ સ્થળમા અત સમયે તેમનુ પ્રબળ પુન્ય પ્રેરણા કરી લાવેલ હોય તેમ પધાર્યા. છેવટના આ ચાતુર્માસમા સિદ્ધક્ષેત્રમા અનેક આત્માર્થી જીવોને સદ્બોધામૃત આપી વિક્રમ સવત ૧૯૬૪ ના માગશર વદ ૩ ના દિવસે તીર્થની શીતળ છાયામા રતનચદ ભડારીની ધર્મશાળામા પોતાના વિદ્વાન શિષ્યો અન્ય મુનિ મહારાજો સાધ્વીઓ શ્રાવક શ્રાવીકાઓ સમક્ષ પૂર્ણ સમાધિ તથા નીઝામણાપૂર્વક નમસ્કાર મહામત્રને ઉચ્ચારણકરતાઅને ગિરિરાજનુ ધ્યાનધરતા બપોરના વિજય મુહુર્તમાં મનુષ્ય દેહનો ત્યાગકરીસ્વર્ગ-

વાસી થયા. તે અવસરે તેમના શરીરની દહન ક્રિયા અત્રેની મોટી ટોલીવાળાઓએ માડવી બનાવવા પૂર્વક ઘણીજ ધામધુમથી કરી હતી

ચરીત્ર નાયકના નિર્વાણ સમયપર આહી **પન્યાસજી શ્રી ગંભીર વિજયજી, પન્યાસજી શ્રી ચતુરવિજયજી, પન્યાસજી શ્રીસુમતિ વિજયજી, પન્યાસજી શ્રી ધર્મવિજયજી, પન્યાસજી શ્રી જશમુનિજી આદિ મુનિરાજોનાં ઠાંણાં ૪૦-૫૦ તથા સાધ્વીજી મહારાજનાં ઠાંણાં ૧૫૦ તેમજ બહારગામના ગુરૂભકિત નિમિતે આવેલ શ્રાવક શ્રાવીકાઓ હાજર હતા,** તે તમામે દીલગીરી પૂર્વક દેવવંદન ક્રીયામા લાભ લીધો હતો, તેમજ આહીના શ્રાવકોએ બહારગામ દેશાવરમા આ દીલગીરી ભરેલ સમાચાર તાર ટપાલ દ્વારા મોકલતા ત્યા પણ દેવવંદનની ક્રીયા તથા ગુરૂભક્તિ નિમિતે આરભ સમારભ બંધ કરી ધર્મ ક્રીયાઓ થઇ હતી

ચરીત્ર નાયકના વિદ્વાન શિષ્ય **મુનિ મહારાજ શ્રી ખાન્તિવિજયજી મહારાજના** સદ્બોધથી, **થરાગામના સંઘના આગેવાનો** અત્રે તે સમયપર યાત્રા નિમિત્તે આવેલ, તેમણે ગુરૂ મહારાજની ભક્તિ નિમિતે આહિ પન્નાલાલ બાબુની ધર્મશાળામા નિર્વાણ મહોત્સવ અષ્ટાન્હિકા મહોત્સવ પૂર્વક ગિરિરાજ ઉપર સ્થળે સ્થળે આગી પૂજા ભાવના કરાવવા પૂર્વક અને સ્વામીવત્સલો કરવા સાથે બડા આડબરથી ઉજવેલ હતો, સબબ ચરીત્ર નાયક થરા ગામમા વિહાર કરતા પ્રથમ પધારેલ તે વખત ત્યાંના ૪૨ ગામનો જ્ઞાતિ સબધી લાબા વખતનો ઝગડો સદ્બોધામૃતથી સહુને સમજાવી દફે કરેલ હતો,

પુન્યવાન જીવો સમય આવે ઉપકારની કદર ભૂલતા નથી, તેમ આ સમયપર આવી ગુરૂભક્તિનો મહાન્ લાભ મેળવી દેવ ભક્તિ તે નિમિતે અનુપમ કરી ગુરૂ મહારાજના ઉપકારના કંઇક અંશે અનૃણી થયા

ચરિત્રનાયકે આગળ જણાવેલા પોતાના શિષ્યોને દીક્ષા આપી તે શિવાય બીજાપણ અનેક ભવ્યાત્માઓને દીક્ષા આપેલ છે.

શ્રીમાન્ પન્યાસજી ચતુરવિજયજી મહારાજને ડીસાકાંપમાં બડા આડંબર સાથે દીક્ષા આપી મુનિ મહારાજશ્રી વૃદ્ધિચંદજીના શિષ્ય નિમ્યા હતા, તથા શ્રીમાન્ વિજયનેમિ સૂરિજીના મુખ્ય શિષ્ય મહોપાધ્યાય શ્રી સુમતિવિજયજી મહારાજને યોગોદ્વહન કરાવી વડી દીક્ષા આપી હતી, આ દાખલો ચરિત્રનાયકની શીષ્ય પ્રત્યેની નિર્લોભતા બતાવે છે, ઉપરોક્ત ૨ દાખલા આહિ જણાવેલ છે પરંતુ તે શીવાયપણ ઘણા સાધુ સાધ્વીઓને દીક્ષા, વડીદીક્ષા યોગોદ્વહનની ક્રીયાઓ તથા કેટલેક સ્થળે શ્રાવક શ્રાવકાઓને ઉપધાનાદિ ક્રીયાઓ ચતુર્થવ્રત્તના નિયમો ચરિત્રનાયકે કરાવેલ છે તથા ઘણા ગામો અને શહેરોમાથી સંઘ કઢાવી સિદ્ધિગિરિરાજ વિગેરેની અનેક વખત યાત્રાઓ કરી છે.

પાટણ નજીક આવેલ ચાણસ્મા ગામમાં બાળકથી માડીને ૬૦ વરશના વૃદ્ધ માણસોને નવકારથી અભ્યાસ શરૂ કરાવી ચરિત્ર નાયકે પોતેજ સારો જ્ઞાન અભ્યાસ કરાવેલ છે અને તેઓને શુદ્ધ ધર્મના દ્દઢ સંસ્કારવાળા બનાવેલ છે, આ ગામમાં ફૂક્ત શ્રાવકોનેજ

ઉપકાર કર્યો તેમ નથી પરંતુ અહિંની પ્રજાના અઢારે વર્ણને સદ્ બોધ આપી ધર્મરાગી બનાવેલ છે આહીના તળાવમા માછલાનો વધ કાયમ થતો તેની અરજી કરાવી નામદાર ગાયકવાડ સરકાર પાસેથી સદાને માટે એવો હુકમ મેળવ્યો કે "**આ તળાવપર કોઇથી હિંસા થઇ શકે નહિ**" તેવા હુકમના શીલાલેખો કોતરાવી તળાવના કાઠાપર ચોડાવ્યા છે વિગેરે ઘણા ઉપકારના કાર્ય કર્યા છે.

## ચરિત્ર નાયકના વિદ્યમાન્ વિદ્વાન્ મુખ્ય શિષ્ય બા.લ બ્રહ્મચારી અનુયોગાચાર્ય (પંન્યાસજી) શ્રી ખાન્તિ-વિજયજી ગણીજીનો ટૂંક જીવન પરિચય.

આગળ જણાવી ગયા છીએ કે ચરિત્રનાયકનો તેમના પરત્વે અદ્વિતીય નિર્મળ પ્રેમ હતો, તેમજ તેઓ ગુરૂભક્તિમા દૃઢ રૂચીવાળા તલ્લીન વિનયવાન હતા, એ વાત તો સિદ્ધ છે કે સંસારીને જેમ ઉદ્યમી અને શક્તિવાન્ સુપુત્રપર પ્રેમ હોય છે તેમ મુનિરાજોને ધર્મધ્વજાફરકાવનાર શાસન ઉન્નતિ કરનાર વિનયવાન શિષ્ય પરત્વે પ્રેમ હોયજ તેમા નવાઈ નહિ. ગુરૂમહારાજના શુભ આશીર્વાદને પાત્ર થયેલ તેમના નિર્વાણબાદ બંગાળમા અજીમગંજ મુર્શીદાબાદ સુધી વિહાર કરી ત્યા ચાતુર્માસ રહી શ્રી સમેત શીખરજી તીર્થની યાત્રા કરી ત્યાથી પાછા ફરતા પાવાપુરી, ક્ષત્રીયકુંડ, પટના, બીહાર, રાજગ્રહી, ગોબરગામ, કાકંદી, ચંપાપુરી, કાશી, અયોધ્યા, રત્નપુરી, કંપીલપુર,

હસ્તીનાપુર, આદિ શહેરોની (તીર્થોની) યાત્રા કરી દીલ્લી શહેરમા ત્રણ માસ સ્થીરતા કરી તે સ્થળપર સદ્બોધામૃત આપી, અનહદ ઉપકાર કરેલ તેમજ મારવાડમા જયપુર, અજમેર, નવાનગર, (બીયાવર) ફલોધિ પાર્શ્વનાથ, મેડતા, નાગોર, બીકાનેર જેસલમેર, પોકણફલોધિ જોધપુર, નાકોડા, પાર્શ્વનાથજી, પાલી, શીવગંજ, શીરોહી, બામણવાડજી, આબુ, જીરાવલા, સાદડી, ઘાણેરા, વરકાણા વિગેરે સ્થળોમા વીચરી યાત્રા કરી અનેક જીવોને પ્રતિબોધતા તે સ્થળમા ચાતુર્માસ કરતા અનેક સ્થાનકવાસી, તેરા ।થી, દીગબરીઓ, આર્યસમાજીઓ વિગેરે સાથે ચર્ચા કરી શુદ્ધ ધર્મની પીછાન કરાવવામા દિગ્ વિજય મેળવેલ છે, તેમજ ખાનદેશ, નિમાડ, મેવાડ, માળવા, માડવગઢ અને વરાડ દેશમા અપ્રતિબદ્ધ વિહાર કરી અંતરીક્ષ પાર્શ્વનાથ ભાડક (ભદ્રાવતી)ની યાત્રા કરી વરધા, ઉમરાવની, આકોલા વિગેરે સ્થળોમા વીચરી બુલ્લઠાણા જીલ્લાના લુણાર ગામમા ચાતુર્માસ કરી સ્થાનકવાસીના વિદ્વાન સાધુઓ (રીખો) સાથે ચરચા કરી તીર્થકરની પ્રતીમા માનવી અને પૂજવી શાસ્ત્રોક્ત પ્રમાણથી તેમના સમક્ષ સિદ્ધ કરી બતાવી તે ગામના સાઠ ઘરોમાથી ત્રીસ ઘરના સ્થાનકવાસી ગૃહસ્થોને મુર્તિ પૂજક શુદ્ધ ધર્મના રાગી બનાવ્યા.

કોલાપુરની ગાદીના શ્રીમાન્ કૂર્તકોટીના શ કરાચાર્ય કે જેઓએ એમ એ ની ડીગ્રી મેળવેલ છે, તેમના મધ્યસ્થ પણા નીચે સભા મેળવી મૂર્તિપૂજા જૈન આગમોથી સિધ્ધ કરી બતાવી સસ્કૃત ભાષામા તેમના રૂબરૂ ભાષણ આપી જૈનધર્મનું શુધ્ધ તત્ત્વ સમજાવી ત્યા આગળ જૈન ધર્મનો સારો પ્રચાર કરાવી સ્થાનકવાસી સામે વિજય મેળવ્યો હતો.

ત્યારબાદ વિહાર કરતા શ્રીમાન ગુજરાતમા પધાર્યા આહી આગળ શ્રીમાન્ વિજય વીરસૂરીશ્વરજીએ મરહુમ પુજ્ય પંન્યાસજી મહારાજ શ્રી ઉમેદવિજયજી ગણીજીની આજ્ઞાનુસાર ઉપર જણાવ્યા મુજબ દિગ્ વિજય મેળવી આવેલ મુનિ મહારાજ શ્રી ખાન્તિવિજયજી મહારાજને મીયાગામમા શ્રી ભગવતીજીના યોગોદ્વહન કરાવી વિક્રમ સંવત ૧૯૭૯ ના આશો વદી ૪ સોમવારે ગણીપદવી અને વદી છઠ બુધવારના રોજ પન્યાસ પદવીથી વડોદરા, સુરત, રાધનપુર, પાટણ, વિગેરે સ્થળોના સંભાવીત ગૃહસ્થોની સમક્ષ વિભૂષીત કર્યા.

પન્યાસજી મહારાજ શ્રી ખાન્તિવિજયજી ગણીએ વિક્રમ સંવત ૧૯૭૬ ના ફાગણ સુદ ૩ ના દીવસે રાજનગરમા લાલાભાઇની પોળના રહીશ માસ્તર પુંજાલાલ નામના શ્રાવકને શ્રી કેશરીયાજી તીર્થમાં દીક્ષા સ્વહસ્તે આપેલ, તેમનું નામ **મુનિ પુષ્પ વિજયજી** રાખેલ અને બીજા શિષ્યપણ રાજનગર સારંગપર તળીયાની પોળના રહીશ ચીમનલાલ નામના શ્રાવકને વરાડ દેશમા લુણાર નામના ગામમા દીક્ષા આપેલ, તેમનુ નામ **મુનિ ચમરેંદ્રવિજયજી** રાખેલ ઉપરોક્ત બન્ને શિષ્યો વર્તમાન સમયે વિહાર કરતા અનેક સ્થળોમાં ઉપગાર કરી રહ્યા છે તથા પં. શ્રી ખાન્તિવિજયજીયે પોતાના દેશમા વિચરી, દેશના લોકોને ધર્મબોધ આપી દેવ દ્રવ્યાદિથી નિર્મુક્ત કરી અનેક ઉપકાર કરવા સાથે પોતાની ગૃહસ્થપણામા રહેલ બે બહેનોને પણ દીક્ષા આપી એકનું નામ

દર્શનશ્રીજી અને બીજીનુનામ વિમલશ્રીજી આપેલ છે તે બન્ને સાધ્વીજીઓ હાલમા કર્મગ્રથ સુધી તથા સસ્કૃતનુ સારૂ જ્ઞાન સંપાદન કરી લોકોને ઉપકાર કરતા વિચરે છે

પન્યાસજી શ્રી ખાન્તિવિજયજી ગણી સાથે દીક્ષા ગ્રહણ કરનાર ચરિત્ર નાયકના ૫ મા શિષ્ય મુનિ મહારાજ શ્રી જયવિજયજી, તેમના શિષ્ય મુનિ કલ્યાણવિજયજી સાથે હાલમા મરૂભૂમિમા દેલંદર ગામમા ચતુર્માસ રહેલ છે, તેઓ સાહેબે દેલદર, તથા પાલડી ગામમા શ્રીમાન્‌ના નામની લાયબ્રેરી તથા મરહુમ પુજ્યપાદ ગુરૂમહારાજ શ્રી પન્યાસજી ઉમેદવિજયજી ગણીજીના નામની ગ્રથમાળા સ્થાપન કરાવી છે, જેની દ્વારા ૩-૪ ગ્રથોપણ બહાર પડી ચુકેલ છે અને વર્તમાન સમયે ઉપરોક્ત ગ્રથમાળાનુ કામ ચાલુ છે

છઠ્ઠા શીષ્ય મુનિ મહારાજ શ્રી ધનરૂપવિજયજી સ્વયં પોતે લોકોને પ્રતીબોધતા વીચરે છે આ સાલ સીરોહી જીલ્લે કાલદરી ગામમા ચાતુર્માસ રહેલ છે

મરહુમ ગુરૂમહારાજના પ્રશિષ્ય મુનિ શ્રી લબ્ધિવિજયજી પોતાના ૨-૩ શિષ્યો સાથે વીચરે છે આ ચોમાસુ નવા શહેર (બીયાવર) મારવાડમા છે

મરહુમ ગુરૂ મહારાજનુ પ્રારંભે જણાવેલ વિક્રમ સવત ૧૯૫૩ની સાલમા આહિ વળા ( વલ્લભીપુર ) મુકામે ચાતુર્માસ થયેલ તે વખતે

તેમણે જે સદ્બોધામૃત આપી ઉપકાર કરેલ તે અનૂપમ છે તેમજ અદ્યાપિ પર્યંત આત્મહીતના કાર્યોમા આગળ વધવા અને સમાજ સેવામા જૈન સાહિત્યને ખીલવવા હુ ભાગ્યશાળી થયો છુ એ તેમના બોધનોજ પ્રતાપછે, જેમનો ઉપકાર જીદગી પર્યંત નહીં વીસરાય તેવો અમોઘ છે, તેમના વિદ્વાન્ પ્રભાવશાળી શિષ્ય પન્યાસજી મહારાજ શ્રી ખાન્તિવિજયજી ગણીનો પરીચય મને આ સાલમા વિશેષ શીશીર કાળમા વિહાર કરતા અત્રે પધારતા અનાયાસે ભાગ્ય યોગેજ થયો પરીચયની શરૂઆતમા તેમના વચનામૃત સરળતા સાદાઈ અને સદ્વર્તન જોતા ગુરૂમહારાજના આવા પ્રતાપિ શિષ્યના સમાગમને અહોભાગ્ય માનતો હું શ્રીમાન્ વૃદ્ધિચંદજી મહારાજના પદ્યાત્મક જીવન ચરિત્રની વાત તેમની પાસે રજુ કરૂ છુ કે તર્તજ તમણે કહ્યુ કે આ સાલ ઘણે ભાગે મુબઈ ચાતુર્માસ થવા સભવ છે તે વખત યાદ આપજો.

ભવિતવ્યતા પાકે ત્યારે યોગપણ સાનુકૂળ થાય તેમ શ્રીમાન્ વિજયવીરસૂરીશ્વરજી સાથે મુબઈ શહેરમા ગોડીજીના ઉપાશ્રયે શ્રીમાન્ પન્યાસજી ખાન્તિવીજયજી ગણીનુ ચાતુર્માસ થયું શરૂ-આતથીજ શ્રીમાન વિજયવીરસૂરિજી લકવાની માદગીમા હતા તેમની વૈયાવચ્ચ ઉંચા પ્રકારે કરી અને પોતે શ્રી ભગવતીજી સુત્રની વાચના હાલ મુબઈ શહેરને આપી રહેલ છે સમજાવવાની શક્તિ એવી સરસ છે કે આ મહાન્ શાસ્ત્ર વિવરણપૂર્વક સહુ સમજી શકે તેવી સરલતાએ વંચાય છે આ પ્રમાણે મુંબઈથી આવતા શ્રાવકોના મોઢે

ખાસ પ્રશંસા સાંભળી ગુરૂમહારાજના આવા પ્રતાપી શિષ્ય માટે મગરૂર થઇયે છીયે કે શ્રીમાન્ વૃદ્ધિચંદજી મહારાજના પદ્યાત્મક ચરીત્રની આવૃતિ તેમના સદ્બોધદ્વારા દરેક ગામના ભંડારમા રહેવા પ્રસિદ્ધ થવાના સમાચાર મળતા શરૂઆતમા પુજ્યપાદ ગુરૂ મહારાજનું ગુરૂગુણાષ્ટક તથા ગદ્યાત્મક તેમનુ જીવન ચરીત્ર અને અંત ગુરૂગુણ પચ્ચીશી પણ સાથે સાથે પ્રસિદ્ધ કરવા મળેલ તકને અમૂલ્ય ગુરૂભક્તિવડે યત્કિંચિત અનૃણી થવાનો સમય માનુ છુ કારણ જેમનું પદ્યાત્મક જીવન ચરિત્ર સમાજ સમક્ષ પ્રસિદ્ધીમા મુકવા વખત મળેલ છે તે મરહુમ ગુરૂમહારાજના ચરિત્રમા જણાવ્યા મુજબ દૃઢ પરીચયવાન અને મનેપણ ખાસ ઉપકારી થયેલ મરહુમ ચરીત્ર નાયકનું નામ આ ગ્રંથ સાથે જોડતા સોનું અને સુગંધના મેલાપ જેવો સમય પ્રાપ્ત થયેલ છે, વળી જેમના સદ્બોધામૃત વડે આ ગ્રંથ પ્રસિદ્ધીમા આવે છે તેમનોપણ યત્કિંચિત જીવન પરીચય ગુરૂ મહારાજના ચરિત્ર સાથે સમાજને રોશન કરતા બેવડો આનંદ થાય છે

## શ્રીમાન્ અનુયોગાચાર્ય (પન્યાસજી) ઉમેદવિજયજી ગણીની પટાવળી.



સુધર્મગચ્છ, વડગચ્છ, તપગચ્છ, આદિસાર્થ નામવાળા તપાગચ્છમાં સુધર્માસ્વામીની પાટ પરંપરામા શ્રી વિજયસિંહ

સૂરિશ્વરજીના શિષ્ય પન્યાસજી સત્યવિજયજી ગણી સંવેગ પંથ ક્રીયાઉદ્ધારકથયા તેમના શિષ્ય પંન્યાસજી કર્પૂરવિજયજી ગણિ તત્‌શીષ્ય. પંન્યાસજી શ્રી ક્ષમા વિજયજી ગણીજી

| | | | | |
|---|---|---|---|---|
| ,, | ,, | જીન | ,, | ,, |
| ,, | ,, | અમૃત | ,, | ,, |
| ,, | ,, | ગુમાન | ,, | ,, |
| ,, | ,, | તેજ | ,, | ,, |
| ,, | ,, | ધન | ,, | ,, |

,, મુનિ શ્રી વિનયવિજયજી મહારાજ

,, પન્યાસજી મહારાજ શ્રી ઉમેદવિજયજી ગણીજી

ઇતિ અનુયોગાચાર્ય (પં) શ્રી ઉમેદવિજય ગણિજીનુ ટુંક જીવન વૃતાન્ત સમાપ્ત.

ઉપરોક્ત ચરિત્રમાથી હંસક્ષીર ન્યાયે વાંચક વર્ગ સાર સાર વસ્તુ ગ્રહણ કરી આત્મહિતમા જેટલો આગળ વધશે તેટલો આ અમારો પ્રયાસ સફળ માનીશુ.

ઇતિશમ્ ૐ શાંતિ ૩

વિક્રમ સંવત ૧૯૮૦ ના
આશો સુદ ૧૦ ભોમવાર
વિજ્યા દશમી
વળા, તા. ૭-૧૦-૨૪

લેખક,
દુર્લભજી વિ. ગુલાબચંદ મહેતા.
(ઘોળા જંક્ષન થઇને)
વળા (વલ્લભીપુર)
કાઠીયાવાડ

વાંચકોએ નીચેના શુદ્ધિપત્રક પ્રમાણે પાનાં તથા પંક્તિ તપાસી પોતાની ભુક સુધારી લેવી.

## શુદ્ધિ પત્રક.

| પાનુ | પક્તિ | અશુધ્ધ | શુધ્ધ |
|---|---|---|---|
| ૨ | ૨૩ | ૧૯૮૦ | ૧૮૯૦ |
| ૭ | ૧૩ | નિવયે | વિનયે |
| ૨૨ | ૧૬ | ષ્ટાત | દ્દષ્ટાન્ત |
| ૨૬ | ૧૧ | તક્ષણુ | તિક્ષણુ |
| ૩૦ | ૧૯ | પ્રારભ | પ્રાર ભ |
| ૩૨ | ૪ | દલીચ્દ | દલીચ દ |
| ,, | ૧૩ | સખ્યા | સ ખ્યા |
| ,, | ૨૨ | હર્ષીતથાય | હર્ષિત અતિથાય |
| ,, | ૨૪ | કાળ | કાળમા |
| ,, | ૨૪ | રહેલ | રહેલ |
| ૩૪ | ૪ | શ રિર | શરીર |
| ૩૪ | ૧૭ | મુનિરય | મુનિરાય |
| ૩૫ | ૧૨ | કરત | કરતે |
| ૪૩ | ૩ | જન શાળા | જૈન શાળા |
| ૫૦ | ૧૭ | ખરાયનિમલ્લ | ખરાયતિમલ્લ |
| ૫૭ | ૭ | ગોચરીરે | ગોચરીયે |
| ૫૭ | ૧૦ | સુચવ | સુચવે |
| ૭૧ | ૧૬ | અહર્નિસ | અહર્નિશ |
| ૭૫ | ૨૦ | ગુરૂ (ગુણ) | ગુણ |
| ૮૨ | ૬ | હાષિત | હષિત |
| ૮૭ | ૮ | મબ ધનો | બબ ધ નો |
| ૧૦૩ | ૯ | હારે કારે | હારેમારે |
| ૧૦૪ | ૧૪ | જા મતા લોલ | જામતારે લોલ |
| ૧૦૫ | ૫ | બિબના | બિમ્બના |
| ૧૦૫ | ૧૩ | તિર્થાધિરાજ | તીર્થાધિરાજને |
| ૧૨૨ | ૧૮ | હમારો | અમારો |
| ૧૨૩ | ૨૪ | રૂગુહો | હો ગુરૂ |
| ૧૨૪ | ૧૧ | ઘોલરવાના | ઘોલરામાના |
| ૧૩૧ | ૧૪ | સપ્તમી | ગુરુ સપ્તમી |
| ૧૩૪ | ૮ | રીતે | રીત |
| ૧૩૬ | ૫ | શુશોભિત | સુશોભિત |
| ૧૪૩ | ૧૦ | આરોગ્ય | અગ્રોગ્ય |




સકળ મુનિમંડળ શિરોમણિ શાંતમૂર્તિ પરમ ઉપકારી
મુનિરાજ શ્રી

# વૃદ્ધિચંદજી જીવન ચરિત્ર.

## પ્રથમ પરિચ્છેદ.

### ગ્રંથારંભે મંગલ ચતુષ્ક.

( શાર્દૂલ વિક્રીડિત. )

આજે પંચમ કાળમાં ભવ ભીતિ, ભવ્યાત્મની ટાળવા,
મિથ્યા મોહ મહાંધકાર દળવા, સન્માર્ગ સંભાળવા,
વર્તે છે જયવંત અંત કરવા, સંસારના ફંદને,
વંદો મંગળ એહ શાસનપતિ, શ્રીત્રિશલાનંદને

( ૧ )

ધારીને અભિમાન અંતર અતિ, સર્વજ્ઞ પાસે જતા,
પેખ્યા દીન દયાળ શાન્ત પ્રભુને [૧] દિવ્યાસને શોભતા,

---

૧ સુરવર રચિત સિંહાસને.

થાતા વિપ્ર સનાથ નાથ શરણે, અજ્ઞાનને વામતા,
વંદો ગૌતમ આદિએ ગણુધરા, સત્કાર્ય આરંભતા
( ૨ )
વર્ષાકાળ વિશાળ ભાવ ધરતા, કોશ્યા તણા સ્થાનમા,
જીત્યા કામ વિકાર નિશ્ચળપણે, રેતા સદા ધ્યાનમા
વંદો તે સ્થુલિભદ્ર મંગળ મહા, થયા વીરના [1] આસને,
ધર્મ્મો મંગળ જૈન "દુર્લભ" દમે, કર્મોતણા પાશને
( ૩ )

## દોહરા.

શ્રી શુભ વીર પ્રભુ નમી, શારદ માય પવિત્ર
મહા મુનિ વૃદ્ધિચંદનુ, કહિશું જન્મચરિત્ર ૧
બ્રહ્મચારી સંયમ ગ્રહી, ભારત ભૂમિ મોઝાર,
વિચર્યા નિષ્પૃહ ભાવથી, કીધો અતિ ઉપકાર, ૨
શાસન સોહ વધારીને, સ્વર્ગ ગયા ગુરૂરાય,
"દુર્લભ" પદપંકજ નમી, ગુણુ ગિરૂઆ તસ ગાય, ૩

## ઢાળ પહેલી.

( રઘુપતિ રામ હૃદયમાહે રહેજો રે એ રાગ )
નમો વીર જીનંદ જયકારી રે, તસ શાસનમા ઉપકારીરે,
થયા વૃધ્ધિવિજય ગુણુ ભારી . .
ભવિ ગુરૂરાજ ચરિત્ર સાંભળતારે, કરે સમક્તિની નિર્મળતા
ભવિ૦ ( એ આંકણીં )
રમણિય રસાળ પંજાબ રે, લાહોર જીલ્લે સરિતા [2] ચિનાબ રે,
તટે રામનગર રૂડુ ગામ ભવિ૦ ૨
[3]અઢારએ નેવુ વિક્રમમા રે, પોષ શુદ અગ્યારશે જનમ્યારે,

૧ વીર પ્રભુની પાટે ૨ ચિનાબ નામની નદી ૩ વિક્રમ સંવત્ ૧૮૯૦ મા

ભાવ્યા માત પિતા તણા મનમાં ભવિ૦૩
ઓસવાળ જ્ઞાતિમા વિખ્યાત રે, ધર્મજશ શ્રેષ્ઠિ જસતાત રે,
રત્નગર્ભા કૃષ્ણાદેવી માત . . . ભવિ૦ ૪
[1]બેની એકને [2]બાંધવ ચાર રે, ગ્રહે પાછળ ગુરૂ અવતાર રે,
માની લઘુતાએ પ્રભુતાનો સાર ભવિ૦ ૫
આવી વસતા ઉદર ગુરૂ જામ રે, ગ્રહે માતા દોહદ અભિરામ રે,
જેથી નામ સ્થાપ્યુ કૃપારામ ભવિ૦ ૬
અગોપાગ પેખી મનોહાર રે, નિમિત્તજ્ઞ કહે તે વાર રે,
થાશે પૂર્ણ પ્રભાવી કુમાર . .. . .. ભવિ૦ ૭
શિશુ વયથી રમ્મતમા ધ્યાન રે, કમિ રાખતા બુદ્ધિ નિધાન રે,
ગ્રહે ગામઠી સ્કુલમા જ્ઞાન .. .. . ભવિ૦ ૮
ચૌદ વર્ષની ઉમ્મર થાતા રે, વ્યવહાર કુશળ થઈ જાતા રે
ચલવે પેઢી[3] સરાફની ભ્રાતા . .... . ... ભવિ૦ ૯
શહેર પીંડદાદલખા માય રે, કૂળવાન ગ્રહસ્થને ત્યાય રે,
લઘુ વયમા[4] સબધ જોડાય . ... ભવિ૦ ૧૦
કમિ કર્મ ભોગાવળી થાતા રે, અનાયાસે સબધ છુટી જાતા રે,
ફરી કરવા ભણે ના જ્ઞાતા . . . ... ... . ભવિ૦ ૧૧
પેખો પૂરવ પુણ્ય પસાય રે, કેવા નિમિત્ત ગ્રહે ગુરૂરાય રે,
સુધારે અધ્યવસાય .. . . . . .. ભવિ૦ ૧૨
ગુણગ્રાહિ સરલ કૃપારામ રે, લઘુવયમા ધરે બહુ હામ રે,
ગ્રહે "દુર્લભ" ગુણ અભિરામ . ..... ... ........... ભવિ૦ ૧૩

—o•—

૧ બેની એક=રાધા દેવી નામની. ૨ બાંધવ ચાર=લાલચદ, મુસદ્દીમલ્લ, વજીરીમલ્લ, હેમરાજ, નામના. ૩ સોનુરૂપુ વ્યાજવટંતરની. ૪ વેવિશાળ.

## ઢાળ બીજી.

(પંચમ ભવ કોલ્લાગ સન્નિવેશ . .. એ રાગ)

ઢુંઢક પંથ પંજાબ મોઝાર, ઘણે ભાગ પ્રસર્યો તે વાર,
પરિચયમા તે મતના રિખ, પુષ્કળ વિચરતા દે શિખ ૧
(એ આંકણી)
કોઈ કોઈ શહેર જિનાલય હતા, પણ પરિબળ તેહનું જામતા,
ઘણો ભાગ તેમાં ભળી જાય, મુર્તિપુજક સ્વલ્પ જણાય ૨
કૃપારામ પિતાને ગેહ, મત સ્વિકાર થયેલો એહ,
જેથી પ્રથમ થઇ તેહ પિછાન, અમરસિંહ રિખ આગેવાન ૩
લોકાના યતિઓ ત્યા હતા, ચિત્રેલ જિન પ્રતિમા રાખતા,
અમરસિંહ ઢુંઢક ધરિ દ્વેષ, કરતા તેનો પણ નિષેધ ૪
જાજુ થોડા માટે થાય, અતિ સર્વત્ર વરજીત એ ન્યાય,
શુધ્ધ માર્ગ જોવા તે વાર, ઘણો ભાગ થઇ ગયો તૈયાર ૫
બુટેરાય નામા એક રિખ, સત્ય માર્ગના ખાસ પરિખ,
બ્રહ્મચર્યાદિ ગુણે અલંકર્યા જાણી અભાવ સાધન ત્યા ઠર્યા ૬
સમુદાએ પામેલા માન, બત્રીશ સુત્ર વિષે દઈ ધ્યાન,
નિજપક્ષનો જાણ્યો અનર્થ, મન કલ્પિત કિધેલા અર્થ ૭
વ્યાધિ કરણ વ્યાકરણને ગણે, ઢુંઢક મત ભણવા ના ભણે,
હેતુ જાણ્યો તેહનો ખાસ, જેહથી પોગળ થાય પ્રકાશ ૮
ઢુંઢકના આચાર વિચાર, જાણી અયોગ્ય તજે તે વાર,
શુદ્ધ પંથ ગ્રહવા ચિત્ત ધરી, સ્યાલકોટ આવ્યા વિચરી ૯
મૂળરાજ શ્રાવક ત્યા હતા, કૃપારામ ભાણેજ[1] તે થતા,
યોગ્ય જાણી દેતા ઉપદેશ, [2]ઓગણી એકમા આપ્યો વેશ ૧૦
પટીયાળા બેમા મુનિ જતા, ધર્મચંદ શ્રાવક ત્યા હતા,
સંયમ યોગ્ય જાણી આપતા, રામનગર ચોમાસુ જતા ૧૧

---

૧ કૃપારામના મામાની દીકરીના દીકરા એ રીતે ભાણેજ થતા

૨ વિક્રમ સવત ૧૯૦૧ મા દિક્ષા આપી

વેશ ઢુઢક શિખનો ત્યા હતો, અતર ભાવ અલગ વર્તતો,
ધર્મજશ શ્રેષ્ટિ પરિવાર, પરિચયમા આવે તે વાર ૧૨
બુટેરાયથી નિર્મળ બોધ, શુદ્ધ ધર્મની પામ્યા શોધ,
કુમતિ સર્વ કુટુમ્બની ગઈ, શ્રદ્ધા જિનપ્રતિમા પર થઈ ૧૩
કૃપારામ તે મુનિ પસાય, ધર્મરાગમા દૃઢ જોડાય,
શુદ્ધ ધર્મ બિજ અતર ધરે, થાપ્યુ ઉપગારી મુનિવરે. ૧૪
મનન કરી શુદ્ધ તત્ત્વ રસાલ, ઓગણીસત્રણુ વિક્રમની સાલ,
શિષ્ય સાથ શ્રદ્ધા શુદ્ધ થતા, સ્વયમેવ મુહપતિ ત્રોડતા ૧૫
ભાવદયા ધરિ દિલ મોઝાર, બુટેરાય મુનિ તે વાર,
પ્રસિદ્ધ દેશ પજાબે થાય, "દુર્લભ" જિન મતના અનુયાય ૧૬

---

## ઢાળ ત્રીજી.

નદી યમુના કે તિરે ઉડે દોય પખીયા .... એ રાગ

નિસ્પૃહિ બુટેરાય મુનિ તપગચ્છ ભળ્યા, મુળચંદજી, પ્રેમચદજી,
શિષ્યગુણી મળ્યા,
જાણુ પંજાબનો ભાગ્ય ઉદય થયો આ પળે,
થાય પ્રકાશીત સુર્ય પ્રભા ઉદયાચળે ( એ આકણી )
કુમત તિમિર જામેલ વિશેષ પજાબમા,
ખટકે પર ઉપકારી કૃપાનીધી ધ્યાનમા,
સ્થાન સ્થાન ઉપદેશ દઈ ગુરૂ વિચરે,
અહાર વિહારના દુષ્કર કષ્ટ સહન કરે ૨
ઢુઢક મત રૂપ કાટાવાળા જોઈ ક્ષેત્રને,
સાફ કરે ગુરૂરાય ગમે તેવા નેત્રને,
ઉત્તમ ધર્મનુ બિજ રોપે ત્યા સ્થળે સ્થળે,
પરિસહ વેઠે અપાર કૃપાનીધી તે પળે ૩

જિન મતનુ શુદ્ધ બિજ શ્રદ્ધાભવિ દિલ ભરી,
પુષ્કળ જિન પ્રતિમા પૂજક સંખ્યા કરી,
કરે પ્રશંસનીય કાર્ય ગુરૂજી કઠિન સમે,
દેશ પ્રસિદ્ધ બુટેરાય મુનિ ભવિ દિલરમે. ૪
એ ઉપકાર અમાપ પંજાબનિવાસીને,
ઉદ્ધર્યા કુમતથી કેઈ ફસાતા તપાસીને,
"દુર્લભ" એ શુભ યોગ ભવિ ભાગ્યે મળ્યો,
મનવાંચ્છિત સુરતરૂ પંજાબ વિષે ફળ્યો ૫

---

## ઢાળ ચોથી.

( રંગ રસિયા રંગ રસ બન્યો મન મોહનજી—એ રાગ )

પુણ્યવાન કૃપારામનુ મનમોહનજી
થયુ ભાગ્યદેવ જાગૃત મનડુ મોહ્યુ રે મનમોહનજી ( એ ટેક )
પુણ્યાનુબંધી પુણ્યથી ॥ મ૦ ॥ ગ્રહે ઉત્તમ સર્વ નિમિત્ત ॥ મ૦ ૧ ॥
કુમતિ સંગ છુટી ગયો ॥ મ૦ ॥ મળ્યા સદ્દગુરૂ પુણ્ય પ્રભાવ ॥ મ૦॥
ગુણ નિષ્પન કર્યુ નામને ॥ મ૦ ॥ ધરિ પૂર્ણ દયાળુ સ્વભાવ ॥ મ૦ ॥ ૨॥
ધર્મરૂચિ વધતા થકા ॥ મ૦ ॥ પવિત્ર વિચાર પ્રભાવ. ॥ મ૦ ॥
અભયદાન દેઇ જીવને ॥ મ૦ ॥ ધરે સર્વથી મૈત્રીભાવ ॥ મ૦ ॥ ૩॥
પુદ્દગલિક સુખ તૃણવત્ ગણે ॥ મ૦ ॥ થતા ઘટમા જ્ઞાનપ્રકાશ ॥ મ૦ ॥
સંવેગ રંગ દિલ રંગતા ॥ મ૦ ॥ કરે મોહ સુભટનો નાશ ॥ મ૦ ॥ ૪॥
સ્વપ્ન સમાન સંસારના ॥ મ૦ ॥ વિદ્યુત સમ સુખ ચલિત્ત ॥ મ૦ ॥
અનિત્ય પદાર્થ નિહાળતા ॥ મ૦ ॥ ઉદ્દ્વિગ્ન થયુ તવ ચિત્ત ॥મ૦॥૫॥
વિનાશી ઉપભોગમા ॥ મ૦ ॥ નિરર્થક નરભવ જાય ॥ મ૦ ॥
ઇચ્છા કમિ થઇ તેહથી ॥ મ૦ ॥ સાર્થક નરભવનુ ન્હાય ॥ મ૦ ॥ ૬॥
સ્વાર્થ તત્પર સ્નેહિ સગા ॥ મ૦ ॥ જોતા જગજાળ અનિત્ય ॥ મ૦ ॥
નરભવ સફળ થવા હવે ॥ મ૦ ॥ ધરે ધર્મ આરાધન ચિત્ત ॥ મ૦॥ ૭॥

કામ કર્યું દુકાનમા ॥ મ૦ ॥ બે વરસ દઈ બહુ લક્ષ ॥ મ૦ ॥
કમિ થાય દિલ જામતા ॥ મ૦ ॥ શુદ્ધ જ્ઞાન વૈરાગ્યનો પક્ષ ॥મ૦॥૮॥
વિક્રમ ઓગણી પાચમા ॥ મ૦ ॥ વધતા શુભ અધ્યવસાય ॥ મ૦ ॥
માતપિતાને વિનવે ॥ મ૦ ॥ સયમ લેવા ગુરૂરાય ॥ મ૦ ॥ ૯ ॥
જાણી વિલબ જવાબમા ॥ મ૦ ॥ કેટલાક ગ્રહિ વ્રત નેમ ॥ મ૦ ॥
ઉદ્વિગ્ન ચિત્તે સસારમા ॥મ૦॥ રહેતા જળકમળની જેમ ॥ મ૦ ॥૧૦॥
આરભવાળા કાર્યમા ॥ મ૦ ॥ કમિ રાખતા કાયમ ધ્યાન ॥ મ૦ ॥
સદ્વિચાર નિત્ય સેવતા ॥ મ૦ ॥ ગ્રહિ ઘટમા નિર્મળ જ્ઞાન ॥ મ૦ ॥૧૧॥
સ્ત્રી સસાર વૃદ્ધિ કરે ॥ મ૦ ॥ વળી નરક દ્વાર નિમિત્ત ॥ મ૦ ॥
સબધ ફરીને જોડવા ॥ મ૦ ॥ દિધો નહિ જાણી ચિત્ત ॥ મ૦ ॥૧૨॥
પ્રીતિ હતી મૂળથી ઘણી ॥ મ૦ ॥ વ્યાકરણ પઠનમા ખાસ ॥ મ૦ ॥
પચસધિ સુધી કર્યો ॥ મ૦ ॥ સસારીપણે અભ્યાસ ॥ મ૦ ॥૧૩॥
કુટુમ્બ વર્ગ સમજાવીને ॥ મ૦ ॥ નિવચે અનુમતિ પામેલ ॥ મ૦ ॥
બે વરસે તત્પર થયા ॥ મ૦ ॥ સસારની તજવા જેલ ॥ મ૦ ॥૧૪॥
કલેષી સ્ત્રી દારિદ્રતા ॥ મ૦ ॥ ગુજરાનના સાસા હોય ॥ મ૦ ॥
પ્રતિકૂળ સયોગો બધા ॥ મ૦ ॥ વૈરાગ્ય લ્યે વિરલા કોય ॥ મ૦॥૧૫॥
દુખ ગર્ભિત ગણાય એ ॥ મ૦ ॥ પણ ગર્ભશ્રીમત કૃપારામ ॥ મ૦ ॥
અનુકુળ સયોગો બધા ॥ મ૦ ॥ હતા હામ દામ ને ઠામ ॥મ૦॥૧૬॥
જન્મ થકી સસારમા ॥ મ૦ ॥ દેવેદ્રો કરતા સેવ ॥ મ૦ ॥
તોપણ તૃણવત્ માનીને ॥ મ૦ ॥ તજતા દેવાધિદેવ ॥ મ૦ ॥ ૧૭ ॥
ચક્રવર્તિ ખટ ખંડને ॥ મ૦ ॥ તજ્યા રાજ્ય રીદ્ધિ પરિવાર ॥ મ૦ ॥
શાશ્વત સુખ ભોક્તા થયા ॥મ૦॥ દૃષ્ટાત ગ્રહે મનોહાર ॥ મ૦ ॥૧૮॥
ભવભીરૂ કૃપારામનો ॥ મ૦ ॥ હતો જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય ॥ મ૦ ॥
"દુર્લભ" પચમ કાળમા ॥મ૦॥ ગ્રહે જન્મગુરૂ ભવિ ભાગ્ય ॥મ૦॥૧૯॥

## ઢાલ પાંચમી.

( સવત્ત એક અઠ લત્તરે રે જાવડ શાનો ઉદ્ધાર–એ રાગ )

આજ્ઞા પામે વડિલની રે, ભવભીરૂ કૃપારામ,
વિષમ સ્વરૂપ સસારનુ રે, દૃષ્ટિ ચડેલુ તામ હો ગુરૂજી ૧
ધારિ હૃદય શુભ ભાવને રે, ગૃહવા ભવજલ નાવને રે,
તત્પર થાય દયાલ વ્હાલા રે મારા, તત્પર થાય દયાલ ( એ આકણી )
પ્રસિદ્ધ મુનિ બુટેરાયનો રે, જાણી દિલ્લી મુકામ,
પત્ર લખી આપે પિતા રે, ગુરૂજી ઉપર આમ હો ગુરૂજી૦ ૨
દિક્ષા ખુશીથી આપજો રે, વિતતા ચાતુરમાસ,
ગૃહસ્થ વેશે રાખી ત્યાસુધી રે, કરાવજો અભ્યાસ હો ગુરૂજી૦ ૩
માશીયાઈ ભાઇ કૃપારામનો રે સાથમા નોકર એક,
સોપી પ્રયાણ કરાવતા રે, શુભ મુહુર્ત સુવિવેક હો ગુરૂજી૦ ૪
સર્વ કુટુમ્બ વળાવવા રે, મળતા નગરને દ્વાર,
હર્ષ સહિત વિખુટા પડયા રે, ઘટ વૈરાગ્ય વિચાર હો ગુરૂજી૦ ૫
ગુરૂ ચરણે આવી અને રે, ગૃહસ્થ વેશે રહ્યા તામ,
દોઢ માસ અભ્યાસમા રે, વિતાવતા કૃપારામ હો ગુરૂજી૦ ૬
દેદિપ્યમાન વૈરાગ્યને રે, યોગ્ય જાણી ગુરૂરાય,
વિઘ્ન નડે શુભ કામમા રે, જાણી તુરત સજ્જ થાય હો ગુરૂજી૦ ૭
અશાડ શુકલ ત્રયોદશી રે, વિક્રમ ઓગણી આઠ,
શુભ મુહુર્ત આવ્યે થકે રે, આવતા ધરિ બહુ ઠાઠ હો ગુરૂજી૦ ૮
વસ્ત્રાલકાર તજી અને રે, ઉપકારી ગુરૂ પાસ,
પચમહાવ્રત ઉચ્ચર્યા રે, ધરતા અતિ ઉલ્લાસ હો ગુરૂજી૦ ૯
આગાર તજી અણગાર થયારે, હરષ હૃદય ઉભરાય,
અવિરતી ભાવ ઉચ્છેદતારે, ધર્મવૃદ્ધિ દિલચ્હાય હો ગુરૂજી૦ ૧૦
ધર્મ વૃદ્ધિરૂપ ધારણારે, જાણતા ગુરૂજી તામ,
ગુણ નિષ્પન્ન તેહથી ઠવેરે, વૃદ્ધિચદ મુનિ નામ. હો ગુરૂજી૦ ૧૧

ધર્મ વૃધ્ધિ આગળ જતારે, કિધી આત્મ પ્રયત્ન,
સાફલ્યતા કરિ નામનીરે, થાતા ગુણુ નિષ્પન્ન હો ગુરૂજી૦ ૧૨
વિલબ છતા દિક્ષા દિયેરે, સારા માટે ગુરૂરાય,
ભવિતવ્યતા હોય જેહવીરે, બુદ્ધિ એહવી થાય હો ગુરૂજી૦ ૧૩
વડિલ બન્ધુ કૃપારામનારે, વ્યતિત થતા બે માસ,
સિધાવ્યા પરલોકમારે, વિધ્ન નડત એ ખાસ હો ગુરૂજી૦ ૧૪
વિલબ નહિ શુભ કામનીરે, કાલનુ કરિ લ્યો આજ,
યોગ્ય વચન એ જ્ઞાનીનારે, સદ્દહવા શુભ કાજ હો ગુરૂજી૦ ૧૫
પ્રથમ ચોમાસુ દિલ્લિમારે, ગુરૂજી સગાથે થાય,
ગ્રાહ્ય શક્તિ તિક્ષણુ મતિરે, પામ્યા જ્ઞાન પસાય હો ગુરૂજી૦ ૧૬
સાધુ ક્રિયા સુત્રો કઠેરે, પ્રથમ વૃત્તિ કરે ત્યાય,
દશ વૈકાળીક અર્થ સહરે, વાચતા ગુરૂજી પસાય હો ગુરૂજી૦ ૧૭
ચાતુરમાસ પૂરણુ થયેરે, કરતા તીહાથી વિહાર,
"દુર્લભ, પચમ કાળમારે, કરવા અતિ ઉપકાર હો ગુરૂજી૦ ૧૮

**ઇતિ શ્રી પ્રથમ પરિચ્છેદ સમાપ્ત.**

---

## પ્રથમ પરિચ્છેદ ઉપસંહાર.

(હવે અવસર જાણી કરીયે સલેષણુ સાર...એ રાગ)

એ ચરિત્ર નાયકને, જન્મસ્થાન પરિવાર,
શિશુ વયથી સરલતા, વિનય ગુણુ સુવિચાર,
વ્યવહાર કુશળતા, નિમિત્ત મલ્યા મનોહાર,
સદ્ગુરૂ સંયોગ થયો પૂરવ પુણ્ય આધાર, ૧
પુણ્યવત પસાયે, કુમતિ કુટુમ્બની જાય,
જગલમા મગલ, ભાગ્યવતને થાય,

વૈરાગ્ય વાસના ધારિ રહ્યા શુભ ચિત્ત,
ગ્રહવાસે વરસ બે, આજ્ઞા વડિલ નિમિત્ત ૨
જળ પંકજની પરે, ન્યારા રહિ ગુરૂરાય,
આજ્ઞા ગ્રહિ તાતની, ગુરૂજી પાસે જાય,
અભ્યાસ વધારી, તજી સંસારની જેલ,
દિક્ષા જઈ દિલ્લી, પુણ્યવંત પામેલ ૩
રૂચિ ધર્મ વૃદ્ધિની, ધરતા અંતર માય,
સ્થાપે વૃદ્ધિચંદ મુનિ નામ તેથી ગુરૂરાય,
રહિ ચાતુર્માસ ત્યાં, સદગુરૂને સુપસાય,
અભ્યાસ વધારતા, વખત વિહારનો થાય ૪
પ્રથમ પરિચ્છેદે, વર્ણવ્યો એ અધિકાર,
એ ચરિત્ર નાયકના, ગુણ ગંભીર ઉદ્ધાર,
ગાથા ચુમ્મોત્તરે, મનન કરો શુભ સાર,
"દુર્લભ" નર ભવને, સફળ કરો સુવિચાર ૫





# અથ દ્વિતીય પરિચ્છેદ.

## દોહરા.

તિર્થપતિ ત્રેવીશમા, પ્રણમુ પાર્શ્વ જીનદ,
વિચરતા ગુરૂ સાથમા, આગળ મુનિ વૃદ્ધિચદ. ૧

## ઢાળ પહેલી.

( નવો વેશ રચે તેણી વેળા એ રાગ )

સર્વજ્ઞ તણે ફરમાન, ચોમાસુ ગાળે એક સ્થાન,
પછી સ્થવિર કલ્પિ અણગાર, નવ કલ્પી કરે વિહાર. ( એ ટેક. )
ગુરૂ સાથ વિહારમા ફરતા, જયપુર આવ્યા વિચ્ચરતા,
બીજુ ચાતુર્માસ ત્યા થાય, ઓગણી નવ વિક્રમમાય ૨
હતા સાથમા બે ગુરૂ ભાય, ચાતુર્માસમા એકદિ જાય,
સાગાનેર નજીકમા ત્યાય, દરિસન નિમિત્તે મુનિરાય. ૩
રાતવાસો રહ્યા તે ઠામ. બુટેરાય મુનિ પગે તામ,
એકાએક વ્યાધિ થઈ જાવે, તળે ફોડલા ઉપડી આવે ૪
થઇ શક્તિ મદ ચાલવાની, ધીમે ધીમે ચાલ્યા તોય જ્ઞાની;
સાગાનેર જયપુરની મધ્ય, નદી ઉતરવા થયા અશકય. ૫
સુરજમલ્લ આદિ ત્યાય, શ્રાવકો ત્રણે મુનિરાય,
તેડી લઇ સરિતા ઉતારે, વૃદ્ધિચદ મુનિ તે વારે ૬
પરાક્રમ બતાવતા ભારી, ગુરૂ ભક્તિ કરી ઘણી સારી,

સિંચન તે ઉપર કરે વૃદ્ધિચંદ મુનિરાય,
ફરમાવો ખુશીથી બાબુ કહે ગુરૂરાય ૩૨
ત્રણ વર્ષ સુધીના સો (૧૦૦) રૂપીયા દરમાસ,
દેવા કબુલ કરે અહિં બાબુ ધરિ ઉલ્લાસ,
માસીક ત્રીશ રૂપીયા [1]બે ગ્રહસ્થો દે આય,
ત્રણ વર્ષના એકસોત્રીશ માસીક નોધાય ૩૩
તજવીજ શાસ્ત્રીની થાય થતા નિભાવ,
કોંકણુ દેશીય મળ્યા શાસ્ત્રી દિનકરરાવ,
ગુરૂ આજ્ઞા લેઈને દાનવિજય મુનિરાય,
સ્થાપન કરવા એ પાલીતાણે જાય ૩૪
ઓગણી અડતાળીશ ભાદ્રવ માસ મોઝાર,
શુદ છઠ્ઠ દિવસે લહિ શુભ મુહૂર્ત તે વાર,
સંસ્કૃત જૈનશાળા સિદ્ધક્ષેત્ર સ્થપાય,
મુનિ દાનવિજયની નજર તળે શરૂ થાય. ૩૫
મુનિયો અને શ્રાવકો અભ્યાસે જોડાય,
ચોમાસુ વિતાવતા બહાર થકી મુનિરાય,
સગવડ થઇ જાતા આવી દાખલ થાય,
અભ્યાસ વ્યાકરણનો પ્રારંભે શરૂથાય ૩૬
શરૂઆતમા ચાલ્યુ સારૂ અભ્યાસનુ કામ,
અવ્યવસ્થિત પાછળથી ક્રમ થઈ ગયો એ ઠામ,
એકસો ને પાચ ગાથાયે કહ્યો પરિચ્છેદ,
"દુર્લભ" શરૂ કાર્યની ફળશે તોય ઉમેદ ૩૭

**ઇતિ શ્રી ષષ્ઠમ પરિચ્છેદ ઉપસંહાર સમાપ્ત.**

---

૧ બે ગ્રહસ્થો વોરા જસરાજ સુરચંદ માસીક ૫ંદર શા આણંદજી પુરૂષોત્તમ માસીક પંદર  ૨ આવક



# અથ શ્રી સપ્તમ પરિચ્છેદ.

### દોહરા.

વિહરમાન જિન વંદિયે, એ વિશે જિનરાય,
મુનિ વૃધ્ધિચંદ ચરિત્રનુ, આગળ વર્ણન થાય

### ઢાળ પહેલી.

(ધન ધન તે જગ પ્રાણીયા મન મોહન મેરે .. .. એ રાગ)
ઓગણીસો દસ સંવતે મન મોહન મેરે વૃદ્ધિચંદજી મુનિરાય મ૦
બે વરસે દીક્ષા પછી મ૦ નાગોર ગામમા જાય મન મોહન મેરે
(એ આંકણી)
મૂળ વાના વ્યાધિ તણુ. મ૦ આ સ્થળમા રોપાય મ૦
ચોમાસુ ઓગણી ચૌદમા મ૦ ભાવનગર મુનિરાય મ૦ ૨
વ્યાધિ સંગ્રહણિ તણો મ૦ શરૂ આ વરસે થાય મ૦
કમિ વધતી પીડા કરિ. મ૦ રહેતા વ્યાધિ સદાય મ૦ ૩
અશાકત એ બે વ્યાધિ વડે મ૦ થાય તદન મુનિરાય મ૦
ઓગણી અડતાળીશમા મ૦ ભાદ્રવમાસે આય મ૦ ૪
છાતીના દુઃખાવા તણો. મ૦ વ્યાધિ વિશેષે જણાય મ૦
જોર કર્યું શરૂઆતમા મ૦ સંઘ સાધુ ગભરાય મ૦ ૫

વિરહ એ મહાન્ પુરૂષ તણો મ૦ વ્યાધિ કરાવશે એહ મ૦
શિષ્ય અને શ્રાવક પ્રતિ મ૦ મનમા થયો સદેહ મ૦

ફોટોગ્રાફ પડાવવા મ૦ વિનતી ગુરૂજીને થાય. મ૦
ભકિતવાન શ્રાવકો તણી. મ૦ ઇચ્છા અધિક જણાય

આગળ પણ આ વિષયની મ૦ વાતચિત થયેલ. મ૦
તદ્દન નિરાભિમાની પોતે મ૦ વાત ન સ્વીકારેલ મ૦

મહાન્ નરો પૂર્વે થયા મ૦ ફૂણ માત્ર તસ પાસ મ૦
આપણે એહ વિચારીયે મ૦ કરતા ગુણની તપામ મ૦

અપ્રતિમ ગુણ શુ એહવા મ૦ આપણામા દેખાય મ૦
સ્થિતિ કાયમ રહેવા જેવા મ૦ ગુરૂજી જણાવતા આય મ૦

અભિમાન આ વેષમા મ૦ ગુણની સભાવના થાય મ૦
પ્રાપ્તિ યથાર્થ ગુણો તણી મ૦ પણ બહુ દૂર જણાય મ૦

આવી અનેક વાતો કરિ મ૦ અળસાવે વિચાર મ૦
પણ ભકિતવંત શ્રાવકો મ૦ થાય આ વેળા તૈયાર મ૦

ખડા કરે ફોટો ગ્રાફના મ૦ કહ્યાવિણ સાધનો એહ મ૦
દાક્ષિણ્યતા ન તજી શકયા મ૦ આ વખતે ગુણગેહ મ૦

દૃઢ આગ્રહ ભકિત વડે મ૦ સ્વીકારે ગુરૂરાય મ૦
તુર્ત જ ગુરૂ મહારાજનો મ૦ ફોટોગ્રાફ લેવાય મ૦

શ્રી જૈનધર્મ પ્રસારક મ૦ સભા તરફથી આય મ૦
સામટી નકલો તેહની મ૦ કરવા વરધી અપાય મ૦

ભકત જનો આ વખતમા મ૦ લાભ મેળવતા જેહ મ૦
"દુર્લભ" ગુરૂ દરિશનતણો. મ૦ ફળતા પ્રયાસમા એહ મ૦



## ઢાળ બીજી.

( હાંરે મારે કામ ધરમના સાડી પચ્ચવીશ દેશજો ..એ રાગ )

હારે મારે ફોટોગ્રાફની યાદગિરીથી વિશેષ જો,
યાદગિરી રહે એહવું કાર્ય આરંભવારે લોલ,
હારે મારે કાર્ય વાહક એ સભાના ભક્તિ નિમેષજો,
લક્ષમાં લ્યે ગુરૂ જન્મ ચરિત્ર લખાવવા રે લોલ (એ આકણી)

હારે મારે જન્મ ચરિત્ર લખી પાડવુ એહ બહારજો,
બહુ મુશ્કેલ હતુ એ કાર્ય વિચારતા રે લોલ,
હારે કારે લેખ અદ્યાપિ સુધી નહિ કોઇ તૈયારજો,
એહ સબધી તજવીજ આ વખતે થતા રે લોલ. ૨

હારે મારે હકિકત જન્મ સમયથી માડી તમામજો,
ખુદ મહારાજશ્રીનેજ પુછીને જાણવા રે લોલ,
હારે મારે જરૂર રહિ પણુ એ અડચણુ એહ કામજો,
શકિત થયેલ પ્રથમ કમિ ગુરૂની બોલવારે લોલ. ૩

હારે મારે બીજુ' એહ સબધે ગુરૂજી વિચારજો,
જરૂર ન ધારે નિજ ચરિત્ર લખાવવા રે લોલ,
હારે મારે સહજ સ્વભાવે પ્રારભે તે વારજો,
લાગ્યા જાણવા માત્ર ઉમેદ બતાવવા રે લોલ ૪

હાંરે મારે વ્યતિત હકિકત પુછવા માડતા તેહ જો
ધિમે ધિમે દિન દિન એહ કામ ચલાવતા રે લોલ,
હાંરે મારે આશય પુછવાનો સમજી ગુણુ ગેહજો,
ઇચ્છા કમિ કરિ હકિકત એ ન જણાવતારે લોલ ૫

હારે મારે તે સાથે મંદ શકિત શરીરની થાય જો,
વ્યાધિ પ્રબળતા વડે અહિં ગુરૂ મહારાજની લોલ,

હારે મારે કોઈ અપૂર્ણતા રહેલ ચરિત્ર જણાયજો,
ખામી રહે ઉપરોકત કારણ શુભ કાજની રે લોલ. ૬

હારે મારે અતિશયોકિત ભરેલ ચરિત્ર લખાયજો,
કેટલાએક મનુષ્યો ઈચ્છા રાખતા રે લોલ,
હારે મારે હરેક પ્રકારે ખ્યાતિ પોતાની ગ્હાયજો,
એજ ધારણા અંતર કાયમ ધારતા રે લોલ ૭

હારે મારે અપૂર્વ નિરાભિમાન દશા ગુરૂરાય જો,
ધરતા ઉપરના કારણ બેઉ તપાસતા રે લોલ,
હારે મારે નરમ વિશેષ દિન દિન થાતા ગુરૂ *કાયજો,
જાગૃતિ ઉપયોગે તિમતિમ વધારતા રે લોલ ૮

હારે મારે મૂળથી અનુભવ જ્ઞાન મેળવતા જેહજો,
અધ્યાત્મ સ્વરૂપ વિચારણા લક્ષ વધારતા રે લોલ,
હારે મારે થાવા લાગ્યો ઉપયોગ આ સમયે એહજો,
વ્યાધિતણું બળવત્તરપણુ પણ જામતા રે લોલ ૯

હારે મારે શબ્દ ઉચ્ચાર અરે? ન કરે ગુરૂરાયજો,
કરિ બળવાન આત્મા નિજ ઉપયોગે કરિ રે લોલ,
હારે મારે અરિહંત, સિદ્ધ, સાહુ, ધ્વની ચાલુ થાયજો,
એજ શબ્દ ઉચ્ચારે સમાધિ ચિત્ત ધરિ રે લોલ. ૧૦

હારે મારે આગળ રહેનારા શ્રાવકને તામજો,
સુચના કરતા એજ શબ્દ ઉચ્ચારવા રે લોલ,
હારે મારે ગુરૂજી પ્રતિબોધે અહિંયા શુભ કામજો,
ઓગણી ઓગણપચ્ચાશે લાગ્યા થવા રે લોલ ૧૧

* કાય=શરીર

હાંરે મારે સુરચંદ સુત જસરાજ વોરાયે આયજો,
ઉજમણા મહોત્સવ મૃગશર માસે કર્યો રે લોલ,
હારે મારે સુશોભિત મંડપ મધ્ય ભાગે થાય જો,
અષ્ટાપદ તીરથ અદ્‌ભૂત રચના ભર્યો રે લોલ ૧૨

હાંરે મારે ચતુર્વિશ જિન બિંબના દરિશન થાય જો,
છોડ પંચાવન પોતાના બીજા ભળી રે લોલ,
હાંરે મારે વ્રત તપાદિ મંડપ બિચ ઉચ્ચરાયજો,
ઉચ્ચરતા બહુ શ્રાવક શ્રાવિકા મળીરે લોલ. ૧૩

હારે મારે આણંદજી પુરૂષોત્તમ સિદ્ધગિરિ જાય જો,
છરી સહિત સંઘ કાઢી અતિ આડંબરે રે લોલ,
હારે મારે શકિત અભાવે જઇ ન શકે ગુરૂરાય જો,
સાધુ સાધ્વિઓને જાવા આજ્ઞા કરે રે લોલ ૧૪

હારે મારે સંઘ સહિત ભેટે તીર્થાધિરાજ
કરિ પ્રતિષ્ઠા દેરી એકમાં અહીં કને રે લોલ,
હારે મારે સદ્‌બોધામૃત કરતા ઈમ ગુરૂરાજ જો,
"દુર્લભ" શુભ કાર્યો એ નિમિત્ત વડે બને રે લોલ ૧૫

---

## ઢાળ ત્રીજી.

(પ્રીતલડી બંધાણી રે, અજીત જીણુંદ શુ....... ..એ રાગ)

લાંબી મુદત નવ દીક્ષિત મુનિ વિતાવતા,
ગુરૂ આજ્ઞા ગ્રહિ યોગ વહનને કાજ જો,
શિષ્ય ગંભીરવિજયને વિનયવિજય જતા,
'આગળ થયા પન્યાસ બેઉ મુનિરાજ જો. લાંબી૦ ૧ (એ આ૦)

અડચણ દૂર થવા હવે એ મુનિરાજની,
ગંભીરવિજય પન્યાસને આવવા આય જો,
આજ્ઞા પત્રદ્વારા થાતા ગુરૂરાજની,
આવવા અહિ તૈયાર પંન્યાસજી થાય જો લાંબી૦ ૨

મગનલાલ સ્વરૂપચંદ સંઘ સહિત જતા,
વકીલ એ વખતે સિદ્ધાચળ ગિરિરાય જો,
સાથે પન્યાસજી રાજનગરથી આવતા,
તીર્થાધિપતી ભેટી હર્ષિત થાય જો, લાંબી૦ ૩

પોષ વદી છઠે ભાવનગરમા આવતા,
હર્ષ સહિત ભેટયા અહિયા ગુરૂરાય જો,
યોગ વહનની તૈયારી તુર્તજ થતા,
શુભ કાર્ય શરૂઆત એ વેળા થાય જો લાંબી૦ ૪

સાધુ બાર, એકાદશ સાધવી, પેસતા,
યોગવહન કીરિયા કરવાને આય જો,
પૂરણ થયે મહાવદ ચતુર્થી આવતા,
ચાર સાધુ આઠ સાધ્વીઓને અપાય જો લાંબી૦ ૫

વડિદીક્ષા ગુરૂરાજ તણી દૃષ્ટિતળે,
પ્રથમ ક્રિયા એ ભાવનગરમા થાય જો.
અધિક ઉત્સાહે શ્રાવક વર્ગ આવી મળે,
"દુર્લભ" દ્રવ્યવ્યય સારો કરે તે આય જો લાંબી૦ ૬



## ઢાળ ચોથી.

( સવત એક અડલંતરે રે જાવડશાને ઉદ્ધાર–એ રાગ. )

જન્મ ધારણ પજાબમા રે, કરતા મહારાજશ્રી એહ,
પરતુ દીક્ષા પછી ત્યા રહ્યા રે, ત્રણ વરસ ગુણ ગેહ હો ગુરૂજી૦
ભાવદયા દિલ ધારતા રે, ઉન્માર્ગેથી બચાવતા રે,
ભવ્ય જીવોને અનેક, વ્હાલા રે, મારા ભવ્ય જીવોને અનેક (એ આં.)
ઓગણીસો અગ્યારમા રે, ગુર્જરપર થઇ એહ,
આવેલા આ દેશમા રે, ત્યારબાદ ગુણ ગેહ. હો ગુરૂજી૦ ૨
પાછા ન ગયા પંજાબમા રે, કાઠીયાવાડના હિત;
જન્મ ધારણ જાણ્યે કર્યો રે, ગુરૂજી એહ નિમિત્ત હો ગુરૂજી૦ ૩
ચોમાસા આડત્રી કર્યા રે, ગુર્જર આવ્યા બાદ;
અરધો અરધ ભાવનગરમા રે, તેમા રહ્યા પૂજ્યપાદ હો ગુરૂજી૦ ૪
તેથી ગુર્જર ભૂમિમા રે, ભાવનગરનુ હિત,
કરવા ગુરૂજી પધારીયા રે, જાણીયે એહ નિમિત્ત. હો ગુરૂજી૦ ૫
ભાવનગર સઘ ઉપરે રે, કિધો પરમ ઉપગાર,
બાકી ન રાખી તેહમા રે, આપી બોધ અપાર. હો ગુરૂજી૦ ૬
તાસ આલંબને થયા અહિં રે, કાર્યો શુભ અનેક;
વિનાશી લક્ષ્મી તણો રે, વ્યય કરવા સુવિવેક હો ગુરૂજી૦ ૭
જીર્ણોદ્ધાર ઉપાશ્રયો રે, નવીન ચૈત્યોના કામ
અવર શુભ કાર્યો તણા રે, આવતા પ્રાળા તમામ. હો ગુરૂજી૦ ૮
અનેક ગામોની ટીપના રે, ભરાવી આપતા આંય;
પુષ્કળ દ્રવ્ય વ્યય એહમા રે, ગુરૂ પ્રતિ બોધથી થાય હો ગુરૂજી૦ ૯
ઉપદેશામૃત આપતા રે, નિરંતર ગુરૂરાય,
નિવારતા હતા કેઈકની રે, માનસિક વ્યાધિઓ આય, હો ગુરૂજી૦ ૧૦

ભૂલ થવા દિધી નહિ રે, દીર્ઘ દૃષ્ટિ ગુરૂરાય,
વિરમાવ્યા પાપ કર્મથી રે, યોગ્ય જીવોને આય　હો ગુરૂજી૦ ૧૧

અધ્યાત્મ સ્વરૂપ જણાવતા રે, યોગ્ય જીવોને સદાય,
આવા અનેક ઉપગારની રે, ખામી ન રાખી જરાય　હો ગુરૂજી૦ ૧૨

સ્મરણ થતા ઉપગારનું રે, સંઘના મનમા આય,
પ્રૌઢ કાર્ય કોઈ એહવુ રે, કરવા ઇચ્છા થાય　હો ગુરૂજી૦ ૧૩

ઉપકાર નિરંતર થયા કરે રે, કરવુ એહવુ કામ,
મહારાજશ્રીનું તે સાથમા રે, જોડી દેવુ નામ　હો ગુરૂજી૦ ૧૪

જેથી તસ ઉપગારના રે, અનૃણી કંઇક થવાય,
સારી પેઠે ચરચાવતા રે, આવા વિચારને આય　હો ગુરૂજી૦ ૧૫

સૌના દિલમા એ વાતની રે, લાગણી ઉત્તમ થાય,
ચૈત્ર વદી એકમ દિને રે, જનરલ મીટીંગ ભરાય　હો ગુરૂજી૦ ૧૬

સંઘ સકળ મીટીંગમા રે, મળતા વકતા અનેક,
સ્મરણ ગુરૂ ઉપગારનું રે, વાણી વડે સુવિવેક　હો ગુરૂજી૦ ૧૭

કરાવતા મીટીંગમા રે, અસર કરાવી અપાર,
સર્વાનુમતે એ સમે રે, થાય ઠરાવ તૈયાર　હો ગુરૂજી૦ ૧૮

નામ જોડી ગુરૂરાજનુ રે, સારા પાયા પર આય,
વિદ્યાશાળા એક જૈનની રે, સ્થાપવા નિર્ણય થાય　હો ગુરૂજી૦ ૧૯

ખરચ નિભાવવા એહનો રે, વ્યાજથી આવક થાય,
રકમ એકત્ર એવી થવા રે, ઈચ્છા સહુની જણાય　હો ગુરૂજી૦ ૨૦

પોતપોતાની ઇચ્છાવડે રે, રકમ જે આમા ભરાય,
સ્વીકારવી બિન આગ્રહે રે, નિશ્ચય એ થઇ જાય　હો ગુરૂજી૦ ૨૧

મહારાજશ્રી પ્રતિ લાગણી રે, કેવી સહુની જણાય,
પ્રત્યક્ષપણે તરી આવતી રે, એક કલાકમા આય.　હો ગુરૂજી૦ ૨૨

ઇચ્છાપૂર્વક નોધતા રે, રૂપીઆ પાચ હજાર,
તુર્ત ભરાય મીટીંગમાં રે, કરિ વ્યવસ્થા વિચાર. હો ગુરૂજી૦ ૨૩
અવર વિચાર કેઈક કરિ રે, સંઘ વિસર્જન થાય,
"દુર્લભ" અનુપમ ભક્તિનુ રે સ્વરૂપ પ્રસગે જણાય. હો ગુરૂજી૦ ૨૪

---

## ઢાળ-પાંચમી.

( સમક્તિ દ્વાર ગભારે પેસતાજી-એ રાગ )

ગુરૂમહારાજશ્રીના હવે અંગમાજી, દિન પ્રતિદિન વ્યાધિ વૃધ્ધિ થાય રે.
અવર વ્યાધિ ઉપરાત સોજા તણોજી, વ્યાધિ એ સમયે દેખાય રે
ગુરૂ૦ ૧ ( એ આ૦ )

જોર વિશેષ વધાર્યું એ વ્યાધિએજી, પોતાની મેળે ન ઉઠાય રે
બધ થયુ બીલકુલ સુવા તણુ જી, તોપણુ સમતા અપૂર્વ કળાય રે ગુરૂ૦ ૨

ભાવનગરને સઘ કરે ઘણાજી, ઔષધ ઉપચારો તે કાજ રે,
કોઇ પ્રકારે કચાશ રહે નહિ જી, દેશી પરદેશી વૈદ્યરાજ રે ગુરૂ૦ ૩

આવ્યા વ્યાધિવૃદ્ધિ અટકાવવાજી, વૈદ્ય પંજાબથી સુખદયાળ રે,
બીજા વૈદ્ય વડોદરાના કરેજી, ચુનીલાલ કાયમ સભાળ રે ગુરૂ૦ ૪

દરબારી ડોકટર અહિંયા તણાજી, કરતા શિવનાથ પ્રયાસ રે,
ખામી ન રાખી જરી ઉપચારમાંજી, પણ જ્યા વ્યાધિ
પ્રબળતા ખાસ રે ગુરૂ૦ ૫

કર્મ રાજાનુ જ્યા પ્રતિકુળપણુજી, તેથી આવ્યુ નહિ કશું કામ રે;
ચૈત્ર વદી એકમની મીટીંગમાજી, થયેલ ઠરાવને સંઘે તામ રે ગુરૂ૦ ૬

ગુરૂ મહારાજ અમૃત દૃષ્ટિ તળેજી, અમલ થવા તસ હાજરીમાજ રે,
વૈશાક શુદી ત્રીજના દિવસેજી, કરવા ધાર્યું તુરત એ કાજ રે. ગુરૂ૦ ૭

ચડાવી વરઘોડો આડંબરેજી, સંઘ સમક્ષ ચતુર્વિધ આય રે,
મુનિ વૃદ્ધિચંદજી જૈનશાળા તણુજી, સ્થાપન એ શુભ દિવસે થાય રે. ગુ ૮

સારો મેળાવડો એહ પ્રસંગમાજી, વિદ્યાશાળામાહે ભગય રે,
હકિકત સાભળી બહુ પ્રસન્ન થયાજી, જ્ઞાનવૃદ્ધિ ચાહે ગુરૂરાયરે ગુ ૯

ખંત વિશેષ ગુરૂજી ધરાવતાજી, થાવા જ્ઞાન વૃદ્ધિના ઉપાયરે,
કરિ ગોઠવણ એક મહેતાજી તણીજી, જૈનશાળાને માટે આંયરે ગુ ૧૦

બહુ મોટી સંખ્યાએ અભ્યાસમાજી, બાળકો જૈનતણા જોડાયરે,
મોહનલાલજી મુનિ આવ્યા હતાજી, મહારાજને શાતા પુછવા આયરે
ગુરૂ૦ ૧૧

હાજરી તેમની એહ પ્રસંગમાજી, ઉપરોકત કારણ નિમિત્તે થાય રે,
અનેક મુનિ સાધ્વીઓ આવતાજી, અનેક ગામોના શ્રાવક ભાયરે ગુરૂ૦ ૧૨

શાતા પુછવા અહિં મહારાજનેજી, એહ સમય પર ભેગા થાયરે;
સાધુ, સાધ્વી, ઠાણા પચ્ચાસ હતાજી, "દુર્લભ" અંત સમયપર
આય રે ગુરૂ૦ ૧૩

---

## ઢાળ છઠ્ઠી.

(પરમ ગુરૂ જૈન કહો ક્યું હોવે ..... એ રાગ.)

પરમ ગુરૂ વૃદ્ધિવિજય જયકારી,
વ્યાધિ પ્રબળતા સમય પણ જેમણે, સમતા પૂરણ ધારી પરમ૦ ૧
(એ આંકણી)

કાર્ય આખર જીંદગીમાં થવાનું, થઈ ચુકયું હોય જાણે,
સ્થાપન જૈન શાળાનુ કર્યા પછી, વ્યાધિ વધી એ ટાંણે. પરમ૦ ૨

સમસ્ત અશાતા વેદની કર્મને, એકી સાથે ખપાવા,
જોર થતાં એકદમ વ્યાધિનું, લાગ્યું સ્વરૂપ જણાવા પરમ૦ ૩

શ્રાવક વર્ગના દિલ ઉદાસીન, એ સમયે થઇ જાયે,
રાત દિવસ ભકિતવંત શ્રાવકો, તત્પર ભકિતમા થાયે પરમ૦ ૪
અખંડપણે મુનિ મંડળ માહે, દુર્લભવિજયમુનિરાયે,
શ્રાવક અમરચંદ જસરાજ, અને કુવરજી ભાયે પરમ૦ ૫
સર્વ કાર્ય છોડી ગુરૂ ભકિત, માં દિલ જોડી દીધુ,
પ્રશંસનીય ગુરૂ ભકિતનું કાર્ય એ, ત્રણ જણાએ કીધું પરમ૦ ૬
અંત સમય નજદીક આવ્યાનુ, સમજી જતા ગુરૂરાજે,
દૃષ્ટિ ઠરતી હતી પોતાની, જેના પર તે કાજે પરમ૦ ૭
સુચવી દિધું હતું પોતાની, પાસેજ તેને રહેવા,
કરતા એહ અનૂકુળ પ્રકારે, ગુરૂ મહારાજની સેવા. પરમ૦ ૮
કર્મોદયવડે વ્યાધિ થયેલો, કિંચિત્ માત્ર ન કોયે,
ઘટાડી ન શકાય પરંતુ, સેવા અનુકૂળ જોયે. પરમ૦ ૯
કર્તા પ્રયત્ન વ્યથાની, શાન્તિ માટે જોઇએ તેવા,
ભકતજનો સાવધાનપણેથી, કરવા લાગ્યા સેવા. પરમ૦ ૧૦
અનુભવ જ્ઞાન નિમગ્ન ગુરૂજી એ સમયે થઇ જાતા,
જોવાતુ હતુ હોય ન જાણે ઉપસમ રસમા ન્હાતા પરમ૦ ૧૧
પ્રકરણ આદિ ઉપર પોતાની, પૂર્ણ રૂચી હતી જેમા,
સંભળાવતા, સાભળતા, પોતે પણ, ધ્યાન દઇનિ તેમાં પરમ૦ ૧૨
ચઉસરણ પયન્નાનુ શ્રવણ તો, વારંવાર ગુરૂકર્તા
વ્યાધિ પ્રબળતાવડે બોલવાની, શકિત ન પૂરણ ધર્તા પરમ૦ ૧૩
તોપણ કોઈ કોઈ ગાથાનો. અર્થ વિસ્તારે જણાવે,
"**चउरगो जीणधम्मो**" ગાથાનો, અર્થ સરસ સમજાવે. પરમ૦ ૧૪
તે વખતે આલ્હાદ પોતાને, એહવો દિલમા આવે,
વર્ણન કરવુ અશકય છે તેહનુ, ઉત્તમ ભાવના ભાવે. પરમ૦ ૧૫

વ્યાધિ અત્યંત વ્યથાકારક પણ, સમતા અપૂર્વ જે ધર્તા,
વિરૂદ્ધ સ્વભાવોનો યોગ સમાન એ, હોય ન જાણે કર્તા પરમ૦ ૧૬

આયુષ્ય સ્થિતિ સમાપ્ત થયે, કરિયે કોટિ ઉપચારો,
ફાયદો કાંઈ કરિ ન શકે, વ્યવહારિક એ ઉદ્ગારો પરમ૦ ૧૭

વચન સિદ્ધ કરવા એ માટેજ, વ્યાધિ જોર વધારે,
વૈશાક શુદ સપ્તમી દિન શ્વાસનું, જોર વધેલુ ભારે પરમ૦ ૧૮

આહાર પાણી સાધુ સાધ્વીઓ, એ દિવસે સહુ ત્યાગે,
બેશી રહ્યા ગુરૂ રાજની સન્મુખ, દૃષ્ટિ સર્વની લાગે પરમ૦ ૧૯

પરિણામે તેજ દિવસ રાત્રીના, સાડા નવ જ્યા વાગે;
અશુચિના ભંડાર રૂપ નર-દેહને ત્યાગવા લાગે પરમ૦ ૨૦

સંપૂર્ણ સમાધિમા *અરિહંત, સિદ્ધ સાહુ, એ શબ્દ અવાજે;
મનુષ્ય દેહ ઉચ્ચાર એ કરતા તજી દીધો ગુરૂરાજે પરમ૦ ૨૧

દેવ પણાની સંપદાનો, ઉપભોગ મેળવવા કાજે,
કાયમનું પ્રયાણ કર્યું એ, કારણ ગુરૂ મહારાજે પરમ૦ ૨૨

લળી લળી ભકતો ગુરૂ મહારાજનો, દેહ એ સમય નિહાળે;
"દુર્લભ" એહવા ગુરૂ મહારાજનો, યોગ એ પંચમ કાળે.
પરમ૦ ૨૩

---

* 'અરિહંત સિદ્ધ સાહુ' એ અષ્ટાક્ષરી મંત્રનું સ્મરણ.

## ઢાળ સાતમી

(વૈદરભી વનમા વલવલે નૈશદ નાથની નાર એ રાગ.)

સ્વર્ગવાસી ગુરૂજી થતા ભાવનગર મોઝાર,
શેહેર આખામા ફરી વળ્યા, ખેદયુકત સમાચાર સ્વર્ગવાસી૦ ૧

દિલગીર એહુથી અતિ થયો, શ્રાવક સમુદાય,
એમા તો આશ્ચર્ય શુ ? બીજા પણ આય સ્વર્ગવાસી૦ ૨

ગુરૂ પરિચય એક વખતનો, પામેલા જેહ,
દિલગીર સાભળીને થયા, દિલમા બહુ તેહ સ્વર્ગવાસી૦ ૩

દેશાવરમા તારથી, પોષ્ટ દ્વારા લખાય,
સમાચાર નિર્વાણુના, ચારે તરફ ફેલાય. સ્વર્ગવાસી૦ ૪

તીર્થંકરના દેહનો, દેવ દેવેંદ્રે કીધ,
નિર્વાણુ મહોત્સવ પૂરવે, દૃષ્ટાત એ લીધ. સ્વર્ગવાસી૦ ૫

ભાવનગરના શ્રાવકો, ભકિતવત આય,
નજવીજ એહ પ્રકારની, કરવા સજ્જ થાય. સ્વર્ગવાસી૦ ૬

બીજે દિવસ આખા શહેરમા, આરંભનાં કામ,
બધ તમામ પ્રકારનાં, કરાવ્યા આ ઠામ. સ્વર્ગવાસી૦ ૭

પ્રહસમે આખા સઘનો, પુરૂષ વર્ગ તમામ,
વડામાં મારવાડીના, એકત્ર થયો તામ સ્વર્ગવાસી૦ ૮

સુશોભિત શિબિકામાં, ગુરૂરાજનો દેહ,
ભકિતવંત શ્રાવકો મળી, સ્થાપિત કરે તેહ. સ્વર્ગવાસી૦ ૯

जयजयनंदा जयजयभद्दा શબ્દથી આકાશ,
ધ્વની એક સરખો ચાલતાં, થયું ચારે પાસ. સ્વર્ગવાસી૦ ૧૦

મહારાજશ્રીના પંચત્વની, પ્રાપ્તિ સમયથી જેહ,
દિલગીરી ચતુર્વિધ સંઘને, થઇ હતી તેહ. સ્વર્ગવાસી૦ ૧૧
વર્ણન તેહનું કલમથી, લખાય ન એમ,
રૂદન શબ્દયુકત એ નહિ, બીજા સાભળે તેમ સ્વર્ગવાસી૦ ૧૨
માત્ર એ અંતકરણની, દિલગીરી જણાય,
મુખાર્વિંદો સર્વના, એકદમ કરમાય સ્વર્ગવાસી૦ ૧૩
શોક સમુદ્ર નિમગ્ન થયા, સરવે દેખાય,
મહારાજશ્રીના દેહને, અહિંથી લઈ જાય. સ્વર્ગવાસી૦ ૧૪
દાદા સાહેબની વાડીમા, શ્રાવક સમુદાય,
શોક ગર્ભિત મહોત્સવ કરી, લાવેલા જણાય. સ્વર્ગવાસી૦ ૧૫
ચંદન કાષ્ટાદિ વડે, ગુરૂરાજનો દેહ,
અગ્નિ સંસ્કાર કરે અહિં, આવેલા તેહ સ્વર્ગવાસી૦ ૧૬
પુષ્કળ ઘૃત કર્પુરાદિ, ચિતાગ્નિમા સિંચાય,
મહારાજશ્રી દેહ સાથમાં, ભકત જનના આય સ્વર્ગવાસી૦ ૧૭
પ્રજવલિત અંત:કરણ થયા, વિયોગાગ્નિથી તામ,
હિત શીક્ષા કોણ આપશે, આપણને આ ઠામ. સ્વર્ગવાસી૦ ૧૮
ઉન્માર્ગે જતા વાળશે, પાછા કોણ આંય,
કંઇક બાબતની શંકા થતા, કહેતા ગુરૂરાય. સ્વર્ગવાસી૦ ૧૯
કયા જઈને હવે પુછશુ ? પુત્ર વાત્સલ્ય પ્રેમ,
ભાવ ધરી સમજાવશે, ઉત્તરો કોણ તેમ સ્વર્ગવાસી૦ ૨૦
અહો આ બધી ખામી ? હવે, પુરી પડશે કેમ,
પુર્વોકત બાબત મુનિયો બિજા, હિત બુદ્ધિથી તેમ સ્વર્ગવાસી૦ ૨૧
કરશી પ્રયત્ન તેઓ કદિ, ગુરૂરાજની આય,
ભકતજનોના દિલ પ્રતિ, ખામી ન જણાય સ્વર્ગવાસી૦ ૨૨

પરંતુ આ વખતે હૃદયમાં, કારી ઘા જેહ,
ગુરૂ વિરહેથી પડેલ છે, રૂઝાય ન તેહ સ્વર્ગવાસી૦ ૨૩
પૂર્ણ પ્રતાપી, શાંત પ્રકૃતિ, એકાંત હિતદાય,
તત્પર પરોપકારમા, ક્ષમા દોષની ન્હાય સ્વર્ગવાસી૦ ૨૪
નિર્દોષ માર્ગ ચલાવવા, વાળા ગુરૂ એહ,
આવા અનેક ગુણવાસના ભૂવનસમ જેહ સ્વર્ગવાસી૦ ૨૫
દર્શન આપણને ફરી, આપશે ન દયાળ;
દુરતિક્રમ ગતિ તાયરી, અહો કાળ કરાળ. સ્વર્ગવાસી૦ ૨૬
તારી પાસે પ્રાણી માત્ર છે, નિરૂપાય તમામ,
આવા મહાન પુરૂષને, લઈ જઈ તે આમ. સ્વર્ગવાસી૦ ૨૭
દુશ્મનાઈ પુરી કરી, અમસાથ આ વાર,
અમે પણ તાયરા હુકમને, તાબે રહેનાર, સ્વર્ગવાસી૦ ૨૮
હોવાથી તુજને અમે, કરિ શકીયે ન કાય,
ઘટિત ન્હોતુ કરવું આવુ, કાળ તુજને આય. સ્વર્ગવાસી૦ ૨૯
મહાન્ પુરૂષ વધુ ટકત તો, આ દુનિયા માય,
લાભ અનેક પ્રકારના, જીવ અનેકને થાય. સ્વર્ગવાસી૦ ૩૦
સંસાર સમુદ્ર પ્રતિબોધથી, એહના સાક્ષાત,
તરવા જીવ અનેકને, સ્હેલો થઈ જાત. સ્વર્ગવાસી૦ ૩૧
પ્રત્યક્ષ એ ગુરૂજી ચરિત્રને, અનુસરતા આમ,
કર્મ જન્યભારને તજી, હળુકર્મિ થવાય. સ્વર્ગવાસી૦ ૩૨
એહવા પુરૂષને લઈજતાં, લાભ તુજને શુ થાય
પણ તારાથી કોઇનું, સારૂ ન જોવાય. સ્વર્ગવાસી૦ ૩૩
સુખમા ઝેર તું ભેળવે, રંગમા કરે ભંગ.
વિઘ્ન નાંખે તું લગ્નમા, એહવા તુજ ઢંગ. સ્વર્ગવાસી૦ ૩૪

તારી ગતિ અસરાળ એ, અહો કાળ કળાય,
દોષ ન એમા તાયરો, વિચારતા કાય. સ્વર્ગવાસી૦ ૩૫

ફોગટ ઝબકે તુજને, આપ્યો અમે આય,
દોષ અમારા કર્મનો, સાફ તેમાં જણાય સ્વર્ગવાસી૦ ૩૬

ભાગ્યહીન અમે તેમા, કહો શું કરે કોય,
પુણ્ય ઓછા ત્યા અવરનો, કહો વાંક શું હોય. સ્વર્ગવાસી૦ ૩૭

અમેજ સંસારના મોહમા, ડુબેલા તમામ,
ભૂલ બીજાની શું કાઢવી ખરેખર તો છે આમ સ્વર્ગવાસી૦ ૩૮

દોષ ન એમા કોયનો, શોકયુકત ઉદ્ગાર,
ભકતજનોના મુખથી, નીકળે તે વાર સ્વર્ગવાસી૦ ૩૯

અગ્નિસંસ્કાર થયા પછી, ચિતા કરી શાંત,
સ્નાન કરી સરવે જનો, મળીને સંઘાત સ્વર્ગવાસી૦ ૪૦

શોકની શાન્તિ નિમિત્ત, જતા ઉપાશ્રયમાય,
મુખ્યશિષ્ય પંન્યાસજી, ગંભીરવિજયજી આય સ્વર્ગવાસી૦ ૪૧

પ્રતિબોધ તસ સાભળી, શાન્તિ ચિત્ત થાય,
"દુર્લભ" સમય વિચારતા, સ્વસ્થાનકે જાય સ્વર્ગવાસી૦ ૪૨

---

## ઢાળ—આઠમી.

(પંચમ ભવ કોલાગ્ગ સન્નિવેશ . .. .. .. . એ રાગ )

કર્તા ગુરૂ મહારાજશ્રી કાળ, આખા શહેર માહે હડતાળ,
તમામ પ્રકાર તણા વ્યાપાર, બંધ રહ્યા તે દિવસ મોઝાર
(એ આકણી)

મીલ, પ્રેસો, કારખાના તમામ, મત્સ્યજાળ, બંદરનાં કામ;
બીજાં સર્વ આરંભનાં કામ, તે દિવસે રહ્યાં બંધ તમામ. ૨

સારી રકમ શ્રાવક સમુદાય એકઠી કરિ તે દિવસે આંય,
આપે તેમાથી અનેક પ્રકાર, દાન અનુકંપા તે વાર ૩
આરસ દેરી કરાવી તૈયાર, ઓગણીસો પચ્ચા મોઝાર,
અગ્નિસંસ્કાર સ્થાનક પર આય, મહાજશ્રીની પાદુકા સ્થપાય ૪
શ્રાવણ શુદ પુનમ દિન થાય કાર્ય એ સંઘ તરફથી આંય,
મુળચંદજી, વૃધ્ધિચંદ મુનિરાય, આવેલા પંજાબથી આય. ૫
એકજ દેશના વતની જેહ, બન્ને ગુરૂ ભાયો ગુણ ગેહ,
સજીત હોય બને છે તેમ, નિર્વાણ ભૂમિ સાથે થઈ તેમ ૬
ચાર વરસને આંતરે તેહ અરસપરસ દેરીમા જેહ,
પાદુકા પૂરવવત્ સ્નેહ, જાણે ધરિ રહ્યા નજદિક એહ. ૭
અદ્યાપિ પર્યંત કળાય, દાદા સાહેબની વાડીમાય,
"દુર્લભ" દરિશન ભકતો કરે, સ્મરણ ચિત્ત ઉપગારનુ ધરે ૮

---

## ઢાળ–નવમી.

(હવે અવસર જાણી કરિયે સલેષણ સાર... . .. એ રાગ)

કાળધર્મ પામતા, વૃદ્ધિચંદજી મુનિરાય,
સમાચાર બહારના, ગામ અનેકમાં જાય;
હડતાળ પડાવતા બંધ આરંભના કામ,
કરિ દેવ વાંદતા, શ્રાવકો ગામો ગામ (આંકણી) ૧

દિલગીર સ્થળ સ્થળ થયો, શ્રાવક વર્ગ તમામ,
સત્કાર્યમાં વાપરે, પુષ્કળ દ્રવ્યને નામ,
કેઈક ગામોમાં ગુરૂ મહારાજનુ નામ,
" રહે યાદ નિરંતર, કિધાં એહવાં કામ ૨

સ્થાપ્યુ વળા ગામમાં, જૈન પુસ્તકાલય તામ,
જોડી નામ મહારાજનું, કિધાં અવર શુભ કામ,
લાગણી અતિશય ઈહા, જૈનશાળા પણ થાય,
ગુરૂરાજના નામથી, એહ સમય પછી આય. ૩

સત્કાર્યો વડેથી, ખ્યાતિ અમર રહિ જાય,
ઉત્તમ પુરૂષોની, આખી દુનીયામાય,
પણ ભકત જનોની, લાગણીથી થતા કામ,
ભક્તિની નીશાની, માત્ર એ જાણો તમામ ૪

નિસ્પૃહિ શિરોમણી, પ્રસિધ્ધ મુનિ બુટેરાય,
ઉપગારી પંજાબને, ખાસ થયેલ જણાય,
વૃદ્ધિચદ મુનીશ્વર, શિષ્ય તેહના થાય,
પ્રતાપી ગણી મુળચંદજીના લઘુ ભાય ૫

થયા મહાન તપસ્વી, ક્ષમા સમુદ્ર મુનિરાય,
ખાતીવિજયજી નામે, એહના એ ગુરૂભાય,
પારગામી ષટ્ર શાસ્ત્રના, જ્ઞાન સમુદ્ર કહાય,
મુનિ આત્મારામજી, એહના પણ ગુરૂ ભાય. ૬

ઓગણ સાઠ વર્ષ પર, ચાર માસનુ આય,
એકતાળીશ વર્ષનો, પાળી દીક્ષા પર્યાય;
ભવ્ય જીવો અનેકના, ઉપકારી એ થાય,
સ્વર્ગ સુખના ભોકતા, થયા વૃદ્ધિચદ મુનિરાય. ૭

દાદાસાહેબ બધાતુ, ચૈત્ય પૂરણ જો થાય,
તસ પ્રતિષ્ઠા જોવાની, ઈચ્છા પ્રથમ મનમાય,
ભાવનગર શહેરમા, ઘર દેરાસર થાય;
ઈચ્છા બીજી એ, બહોળો જોતા સમુદાય. ૮

શ્રી દેવર્ધિગણી ક્ષમા શ્રમણ મહારાજ,
કર્યું પુસ્તકારૂઢનું, વલ્લભીપુરમાં કાજ;
ચાહગિરિ કાયમ તસ, વળી શહેરમાં થાય,
ઇચ્છા ત્રીજી એ, ધરતા હતા ગુરૂરાય ૯

જૈન વીધી પ્રમાણે, જૈન વર્ગમાં થાય,
સંસ્કારો વિવાહાદિ, ઇચ્છે એમ ગુરૂરાય,
એ ચાર ઇચ્છામાં, ત્રણ ફળીભૂત જોવાય,
ચોથી ઇચ્છાનો, શરૂ પ્રયાસ જણાય. ૧૦

બાળબ્રહ્મચારીએ, પૂર્ણ પ્રતાપી થાય,
પુણ્ય પ્રતાપ અદ્યાપિ, સુધી અચળ જણાય,
તસ ગુણ સમૂહનો, પાર ન પામી શકાય,
"દુર્લભ" નરભવ ચિત્ત, ધરતા સુધરી જાય ૧૧

## ઢાળ દસમી.

(રંગ રસિયા રંગ રસ બન્યો મન મોહનજી . .. એ રાગ)

વૃદ્ધિચંદજી મુનીશ્વરૂ મન મોહનજી,
થયા પૂર્ણ પ્રભાવિક જેહ મનડું મોહ્યું રે મન મોહનજી,
ગુણ ગાયે કમિ તેટલા મન મોહનજી,
હતા ગુણ સમૂહના ગેહ, મનડું મોહ્યું રે મન મોહનજી (એ આં૦)

આવે અહર્નિશ સાભરી, મ૦ અનુપમ ગુણોનો ચિતાર, મ૦
જીંદગી સુધી જેમના, મ૦ રહ્યા શુદ્ધ આચાર વિચાર મ૦ ૨

અપ્રમાદિ પણે રહ્યા, મ૦ સ્વપર હિતમાં નિત્ય ધ્યાન મ૦
નિરર્થક કાળ ક્ષેપને, મ૦ કદિ કિધો ન બુદ્ધિ નિધાન મ૦ ૩

લોક રંજન કરવા પ્રતિ, મ૦ મેળવવા જ્ઞાન વિચાર, મ૦
કદિ ન ધરાવતા દિલમાં, મ૦ ઇચ્છાઓ એવી લગાર મ૦ ૪

અવલોકન શાસ્ત્રો કર્યાં, મ૦ નિત્ય આત્મનુ હિત કરનાર, મ૦
શ્રીમદ્ યશોવિજયજી, મ૦ કૃત અષ્ટક જે જ્ઞાન સાર મ૦ ૫
પ્રીતિ વિશેષ તે ઉપરે, મ૦ નવીન ગ્રથાદિ કાય, મ૦
રચવા નિમિત્તે જેહુની, મ૦ અભિલાષા નથી (નવી) વર્તાય મ૦ ૬
તો પણ જે જે વાચતા, મ૦ ગ્રથો પોતે ગુરૂરાય, મ૦
સૂક્ષ્મ વિચારપૂર્વક તેમા, મ૦ અવલોકન કરતા જાય. મ૦ ૭
પદચ્છેદ, પર્યાયાદિમા, મ૦ કરિ બારીક રિતે તપાસ, મ૦
સુધારો કરે ગ્રંથમા, મ૦ જેથી તે ગ્રથો ખાસ મ૦ ૮
લાભકારક અતિ સર્વને મ૦ ઉપયોગના પૂરણ થાય, મ૦
બોધદાયક થતા અન્યને, મ૦ ગ્રથો એડુવા શોધાય મ૦ ૯
અપૂર્ણ નહિ આસ્તિકયમા, મ૦ શ્રધ્ધા વડે પૂરણ જેહ, મ૦
બોધ અમોઘને આપતા, મ૦ નિરતર એહ ગુણ ગેહ મ૦ ૧૦
બાહ્ય અભ્યતર, આકૃતિ, મ૦ બન્ને હતિ જેહની શાન્ત, મ૦
કહિ શકતા નહિ કોયને, મ૦ દુખ લાગે એહવી વાત મ૦ ૧૧
પથ્ય, તથ્ય, સત્ય, વચનને, મ૦ સ્વભાવિક બોલવા ટેવ, મ૦
આત્મવીર્ય નથી ગોપવ્યું, મ૦ દેતા જ્ઞાન દાન તતખેવ મ૦ ૧૨
સાધુ, સાધ્વી, ચાળીશને, મ૦ દિધુ આશરે દીક્ષાદાન, મ૦
બ્રહ્મચર્ય પાળ્યુ જન્મથી, મ૦ શિશુ વયથી વિનયવાન મ૦ ૧૩
ચારિત્ર ધર્મ આરાધતા, મ૦ પરિપૂર્ણપણે ગુરૂરાય, મ૦
શક્તિ મંદ હોવા વડે, મ૦ તપ બાહ્ય વિશેષે ન થાય મ૦ ૧૪
પરંતુ અભ્યંતર તપ વિષે, મ૦ રહ્યા તત્પર જેહ સદાય, મ૦
બાહ્યતપ શક્તિ પ્રમાણમા મ૦ કરવા ઇચ્છક ગુરૂરાય મ૦ ૧૫
ઓગણી અડતાળીશમા, મ૦ ઓળી કરતા ગુરૂરાય, મ૦
વિશસ્થાનક આરાધવા, મ૦ ત્રણ ઓળી સંલગ્નથી થાય મ૦ ૧૬

પણ તે વર્ષ પર્યુષણે, મ૦ વ્યાધિ વિશેષ જણાય, મ૦
દુ ખાવો થતા છાતીમાં, મ૦ આગળ તેમાં ન વધાય. મ૦ ૧૭

ભાવધર્મ આરાધને, મ૦ મુનિસમૂહમા એકઠા થાય, મ૦
આધુનિક સમય વિષે, મ૦ પ્રત્યક્ષપણે ગુરૂરાય મ૦ ૧૮

કોરી રાખેલ હતું તેમણે, મ૦ વક્ષસ્થળ મુષ્ટિ જ્ઞાન, મ૦
ઉપસમ રસ ભ ડાર થયા, મ૦ ન મળે માયા કે માન મ૦ ૧૯

આત્મહિત વૃદ્ધિ કારણે, મ૦ મળ્યુ લોભને સ્થાન લગાર, મ૦
સાહસિકપણે કર્તા નહિ, મ૦ કોઇ કાર્ય માહે વિચાર મ૦ ૨૦

દીર્ઘદૃષ્ટિ પૂર્વક કરે. મ૦ વિચારી કાર્ય તમામ, મ૦
પસ્તાવુ પાછળ પડે, મ૦ કોઇ વખત બનેલુ ન આમ. મ૦ ૨૧

અષ્ટક ટીકા વ ચાવતા, મ૦ એક વખત કહે ગુરૂરાય, મ૦
બોલવા અથવા કાર્યને, મ૦ કરવા ઇચ્છા મુજ થાય મ૦ ૨૨

પરિણામ એ બેઉનું, મ૦ શુ આવશે ? એહ વિચાર, મ૦
આવે અગાઉથી દિલમા, મ૦ મુજને તો વારંવાર મ૦ ૨૩

કેવુ ઉંચા પ્રકારનું, મ૦ ધરતા એ અનુભવજ્ઞાન, મ૦
સમજી શકાય એ વાતથી, મ૦ ચોકિખ રિતે નિદાન. મ૦ ૨૪

કારણ આવી વિચારણા, મ૦ કરે વિરલા પુરૂષો કોય. મ૦
અયોગ્ય વર્તન, પુષ્ટ પાપના, મ૦ બંધનથી મુક્ત તે હોય મ૦ ૨૫

ઇંદ્રિયોના વિષયમા, મ૦ વિરક્ત ભાવ ધરનાર, મ૦
વેદોદય તો સર્વથા, મ૦ શાન્ત ભાવ ધારણ કરનાર. મ૦ ૨૬

પુદ્ગલિક વસ્તુમાં થતા, મ૦ સ યોગ અને વિયોગ, મ૦
રતિ, અરતિ ધર્તા નહિં, મ૦ સમદૃષ્ટિ બેઉ સંયોગ. મ૦ ૨૭

કારણો બનતા એહવા, મ૦ આત્મહિતમા ખામી થાય, મ૦
શોક માત્ર એ કારણે, મ૦ કર્તા દિસે ગુરૂરાય. મ૦ ૨

પૂર્વોપાર્જિત કર્મનો, મ૦ ભય પરભવનોજ જણાય, મ૦
અશુચિ રહિ નિજ દેહમા, મ૦ દુર્ગચ્છા તેનીજ થાય મ૦ ૨

ઉત્તમ ઉત્તમ પુસ્તકો, મ૦ સગ્રહવાને ગુરૂરાય, મ૦
ઇચ્છાવાળા એહમા, મ૦ શિષ્યો નિમિત્ત થાય મ૦ ૩

જ્ઞાન ભંડાર ઉત્તમ રિતે, મ૦ સહુ ગામ માહે સચવાય, મ૦
બોધ કરે એ કારણે, મ૦ કોઇ સ્થળ માહે ન વિખાય. મ૦ ૩

નવીન ભડારો કરાવતા, મ૦ તીર્થોનુ હિત જળવાય, મ૦
પ્રેરણા શ્રાવક વર્ગને, મ૦ હર વખત કરે ગુરૂરાય મ૦ ૩

પૂર્વોક્ત સર્વે કાર્યમા, મ૦ આત્મહિતની વૃદ્ધિ થાય, મ૦
સાધ્યદૃષ્ટિ એ રાખતા, મ૦ સ્વયમેવ સદા ગુરૂરાય. મ૦ ૩

મદ મદ હસતા હતા, મ૦ હસતા કહિ તો ગુરૂરાય, મ૦
ચરિત્ર સમાસ અહિ કને, મ૦ એ મહાન્ પુરૂષનું થાય મ૦ ૩

સ્મરણ થવા વડે તેહનુ, મ૦ બની શકતા જેહ ઉપાય, મ૦
અનુકરણ કરવા પ્રતિ, મ૦ ભવ્યાત્માઓ દિલ ચ્હાય મ૦ ૩

આત્મહિત જેના વડે, મ૦ પ્રાણી અનેકનુ થાય; મ૦
હેતુ ચરિત્ર લખવા તણો, મ૦ છે એહ હમારો આય મ૦ ૩

વાચકવૃંદ શુભ વૃત્તિએ મ૦ કિધેલ અમોએ પ્રયાસ, મ૦
પામો સપૂળતાને સદા, મ૦ ઇચ્છે એમ દુર્લભદાસ. મ૦ ૩



"શ્રી મન્મુનિ મહારાજ શ્રી વૃદ્ધિચંદજીના શિષ્ય"
# સંપ્રદાયનું ટુંક વર્ણન.

## ઢાળ અગીયારમી.

(સવત એક અઠ્ઠલતરેરે, જાવડશાનો ઉદ્ધાર-એ રાગ)

### ૧ મુનિ મહારાજશ્રી કેવળવિજયજી

વૃદ્ધિચંદજી મુનિરાજનો રે, શિષ્ય તણો સંપ્રદાય,
ટુક વર્ણન તસ જાણવા રે, ચરિત્ર આખરે અપાય. હો ગુરૂજી૦
સદ્દબોધામૃત ધારતા રે, કેઇક જીવો નિસ્તારતા રે, ભવસાયરથી જેહ
વ્હાલા મારા ભવસાયરથી જેહ . (એ આંકણી)
સંવત ઓગણી ઓગણત્રીશે રે, રાજનગર મોઝાર;
વડી દીક્ષા ગ્રહિને થયા રે, પ્રથમ શિષ્ય તે વાર હો ગુરૂજી૦ ૨
મૂળ ગુરૂજી અભાવથી રે, કેવળવિજય મુનિરાય,
શિષ્ય પ્રથમ તસ સ્થાપતા રે, મુળચંદજી ગણી આય, હો ગુરૂજી૦ ૩

### ૨ મુનિ મહારાજ શ્રી ગંભીરવિજયજી અનુયોગાચાર્યજી પંન્યાસ.

યતિપણું તજી દીક્ષા વડી રે, રાજનગર મોઝાર;
પ્રસિદ્ધ મુનિ બુટેરાયના રે, હાથથી ગ્રહિ તે વાર હો ગુરૂજી૦ ૪
ઓગણી એકત્રીશમા રે, સ્થાપતા નિજ ગુરૂરાય,
ગંભીરવિજય મુનિ નામથી રે, શિષ્ય બિજાએ થાય હો ગુરૂજી૦ ૫

### ૩ મુનિ મહારાજશ્રી ઉતમવિજયજી.

ઓગણીસો બત્રીશના રે, ફાગણ માસ મોઝાર,
પટણી ઉત્તમચંદ નામના રે, ધોળેરાના રહેનાર હો ગુરૂજી૦ ૬
ઉત્તમવિજય મુનિ નામથી રે, શિષ્ય ભરૂચે સ્થપાય,
દીક્ષા દેતા શુદી ત્રીજે રે, નિત્યવિજય મુનિરાય. રૂગુહો જી૦ ૭

### ૪ મુનિમહારાજ શ્રી ચતુરવિજયજી પંન્યાસ

ઓગણી સાડત્રીશનારે માઘ માસ મોઝાર,
રાજનગરના શ્રાવકે રે, દીક્ષા ગ્રહિ તે વાર હો ગુરૂજી૦ ૮
ચતુરવિજય મુનિ નામથીરે, શિષ્ય ડીસામા સ્થપાય,
દીક્ષા દેતા શુદ પાચમેરે, [1]ઉમેદવિજય મુનિરાય હો ગુરૂજી૦ ૯

### ૫ મુનિમહારાજ શ્રી રાજવિજયજી

એજ વર્ષ માગરોળનારે, શ્રાવક દીક્ષિત થાય,
વળા શહેર પોતા કને રે, રાજવિજય મુનિરાય. હો ગુરૂજી૦ ૧૦

### ૬ મુનિ મહારાજ શ્રી હેમવિજયજી.

ઓગણીસો ચાલીશનારે, જેઠ માસ મોઝાર,
શ્રાવક જીવા નામથીરે, ઘોલરવાના રહેનાર હો ગુરૂજી૦ ૧૧
ભાવનગરમા તેહનેરે, દીક્ષા સ્વહાથે અપાય,
શિષ્ય એ શુદી ત્રીજે થયારે, હેમ વિજય મુનિરાય હો ગુરૂજી૦ ૧૨

### ૭ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયધર્મસૂરિ

ઓગણી ત્રેંતાળીશનારે, માસ વૈશાક મોઝાર;
શ્રાવક બે મહુવા તણારે, દીક્ષા લિયે તે વાર હો ગુરૂજી૦ ૧૩
ભાવનગર સ્વહસ્તકેરે, વદિ પાચમે અપાય,
ધર્મવિજય, ધીરવિજયજીરે, શિષ્ય એ બેઉ નિમાય હો ગુરૂજી૦ ૧૪
નિજ હયાતીમા થયારે, ધીરવિજય મુનિરાય,
આજ્ઞા બાર એ કારણેરે, શિષ્યમા તે ન ગણાય. હો ગુરૂજી૦ ૧૫

---

૧ આ ઉમેદવિજયજી અનુયોગાચાર્ય (પં) શ્રી ઉમેદવિજયજી ગણી જેમનો ફોટો આ બુકમા આપ્યો છે તે છે.

## ૮ શ્રીમદ્ વિજયનેમિ સૂરિ

ઓગણી પીસ્તાળીશનારે, જેઠ માસ મોઝાર,
દીક્ષા મહુવાના શ્રાવકે રે, ગ્રહણ કરિ તે વાર. હો ગુરૂજી૦ ૧૬
ભાવનગર સ્વહસ્તકે રે, શુદી સાતમે અપાય,
શિષ્ય પોતાના એ થયા રે, નેમવિજય મુનિરાય હો ગુરૂજી ૧૭

## ૯ મુનિ માહરાજ શ્રી પ્રેમવિજયજી પંન્યાસ

બાળ બ્રહ્મચારી જ્ઞાતીએ રે, ઓસવાળ અહિંના જ,
કરે ભાવનગર દેરાસરે રે મહેતા તરીકે કાજ હો ગુરૂજી૦ ૧૮
શ્રાવક પ્રેમજી નામના રે, ધરિ વૈરાગ્ય વિચાર,
ઓગણી છેંતાળીશના રે, માસ વૈશાક મોઝાર હો ગુરૂજી૦ ૧૯
ગુરૂમહારાજના હાથથી રે, દીક્ષિત અહિં તે થાય,
શિષ્ય એ શુકલ ત્રયોદશી રે, પ્રેમવિજય મુનિરાય હો ગુરૂજી૦ ૨૦

## ૧૦ સદ્ગુણાનુરાગી સન્મિત્ર મુનિ મહારાજશ્રી કર્પૂરવિજયજી

ઓગણી સુડતાળીશના રે માસ વૈશાક મોઝાર,
બાળબ્રહ્મચારી જ્ઞાતિમા રે ઓસવાળ તે વાર હો ગુરૂજી૦ ૨૧
મેટ્રીકયુલેશનની કરી રે, પરીક્ષા જેણે પસાર,
શ્રાવક કુંવરજી નામના રે, વળા શહેર વસનાર હો ગુરૂજી૦ ૨૨
ભાવનગરમા તેહને રે, દીક્ષા સ્વહાથે અપાય,
શિષ્ય એ શુદી છઠે થયા રે, કર્પૂરવિજય મુનિરાય હો ગુરૂજી૦ ૨૩

## આ શીવાય મુનિ મહારાજો—

[1]ઉમેદવિજય દુર્લભવિજય રે, અમરવિજય મુનિરાય;
મેઘવિજયમુનિ આદીને રે, દીક્ષા સ્વહસ્તે અપાય. હો ગુરૂજી૦ ૨૪
પણ એ બીજા મુનિરાજનારે, નામની દીક્ષા અપાય,
તેથી તેમના શિષ્યનીરે, નોંટમાએ ન મુકાય હો ગુરૂજી૦ ૨૫
તેમ એ ગુરૂ પ્રતિબોધથી રે, પામી વૈરાગ્યને ખાસ,
મુળચંદજી. નિત્યવિજયજી રે [2]ઉમેદ વિજયજી પાસ હો ગુરૂજી૦ ૨૬

---

૧ આ ઉમેદવિજયજી ગાંમ ચલોડાના રહીશ હતા તે ૨ આ ઉમેદવિજયજી પૂર્વે લખેલ પંન્યાસજી જાણવા

કેટલાએક શ્રાવક પ્રતિ રે દીક્ષા એ રિતે થાય,
વિવક્ષા તસ નામની રે, આપેલી નથી આય હો ગુરૂજી૦ ૨૭
"દુર્લભ" સમય એ ગુરૂ તણો રે, શિષ્ય તણો સંપ્રદાય,
વિચરતા આ વખતમા રે, ઉપગારી બહુ થાય. હો ગુરૂજી૦ ૨૮

**ઈતિશ્રી સપ્તમ પરિચ્છેદે શ્રી મુનિ મહારાજશ્રી વૃદ્ધિચંદજી જીવન ચરિત્ર સમાપ્ત.**

## અથશ્રી સપ્તમ પરિચ્છેદ ઉપસંહાર.

(હવે અવસર જાણી કરિયે સંલેષણ સાર .. એ રાગ.)

પૂર્વોક્ત બે વ્યાધિ, વડે અશક્ત ગુરૂરાય,
ઉપરાત છાતીનો દુખાવો થઈ જાય,
ઓગણી અડતાળીશે સંઘ, શિષ્ય ગભરાય,
ફોટોગ્રાફ લેવા તસ ભક્તની ઈચ્છા થાય ૧
અપૂર્વ નિરાભિમાન દશા ગુરૂરાય,
ધરતા ના પાડે પણ આગ્રહથી લેવાય,
જીવન ચરિત્ર તસ લખવા ઈચ્છા થાય,
તે પણ ગુરૂરાજની ઈચ્છા વિણ લખાય ૨
પછી વ્યતિત હકિકત સમજી જતા પણ તેહ
કેવામા અટકતા અપૂર્ણતા રહેલી એહ,
અરે ? શબ્દ ન ઉચ્ચર્યા, વ્યાધિ સમય પણ જેહ,
અરિહંત, સિદ્ધ, સાહુ, શબ્દ ઉચ્ચારતા તેહ. ૩
ઓગણી ઓગણપચ્ચાએ એ ગુરૂરાય,
પ્રતિબોધ આપતા કાર્ય શુભ અહિ થાય,
ઉજમણા મહોત્સવ સંઘ સિદ્ધગિરિ જાય,
યોગવહન વડીદીક્ષા પણ શિષ્યને થાય. ૪

જન્મ ધારણ પંજાબમા કરતા એ ગુરૂરાય,
પણ દીક્ષા પછી ત્રણ વરસે આવ્યા આય,
ઉપગારી ગુર્જરને કાઠીયાવાડમા થાય,
વિશેષે તેમા પણ ભાવનગર હિતદાય. ૫

પ્રૌઢ કાર્ય કરી તે સાથે નામ જોડાય,
ભાવનગર સંઘને ઈચ્છા આખર થાય,
મીટીંગ ભરતા રૂપીયા પાચ હજાર,
થતા એક કલાકમા થાય ઠરાવ તે વાર. ૬

જોડી નામ મહારાજનું માસ વૈશાખ મોજાર
જૈન વિદ્યાશાળા કરિ સ્થાપન તે વાર
શુદી ત્રીજે આડંબરે કાર્ય શુભ એ થાય,
થયુ આખર કાર્ય એ વ્યાધિ વિશેષે જણાય. ૭

સર્વ મુનિ મંડળમા દુર્લભવિજય મુનિરાય,
શ્રાવક અમરચંદ વોરા, કુંવરજી ભાય,
છોડી કાર્ય સકળને ગુરૂસેવામા આય,
અહર્નિશ રહ્યા તત્પર આખર સમય કળાય ૮

સંભળાવે, સાભળે પ્રકરણ આદિ ગુરૂરાય
કેઈક ગાથાના અર્થ સમજાવતા જાય,
વ્યથાકારક વ્યાધિ પણ ઉપસમ રસમા ન્હાય,
વૈશાખ શુદ સાતમે શ્વાસ વિશેષે જણાય, ૯

સાધુ સાધ્વી ઠાણા પચ્ચાસ મળેલા આય
કેઈક ગામોના આવેલ શ્રાવક ભાય,
એહિજ રાત્રીના સાડાનવ જ્યા થાય,
*અરિહંત, સિદ્ધ, સાહુ, ઉચ્ચરતા ગુરૂરાય ૧૦

ધરિ પૂર્ણ સમાધિ આખર સમયે એહ,
અશુચિ ભંડાર રૂપ ત્યાગે માનવદેહ,
સ્વર્ગવાસી ગુરૂ થતા ખબર તુર્ત ફેલાય,
સંઘ સકળ અવર પણ અતિશય દિલગિર થાય ૧૧

શોકયુક્ત મહોત્સવ કરિ, દાદાસાહેબ લહિ જાય,
અગ્નિસંસ્કાર એ વાડી માંહે થાય,
આરંભનાં કાર્ય વેપાર બંધ રહે આય,
કારખાના, મીલ, પ્રેસો, બંધ તે દિવસે થાય. ૧૨

શોકયુક્ત ખબર એ દેશાવરમાં જાય,
હડતાળો સ્થળોસ્થળ દિલગિર સરવે થાય,
ગુરૂ યાદગિરીના કાયમ સ્મરણના કાજ,
થયા કેઇક ગામોમા જેહ જણાય છે આજ ૧૩

સંસ્કાર સ્થાનક પર તસપાદુકા સ્થપાય,
આરસ દેરીમા સંઘ તરફથી આય,
નિર્વાણભૂમિમા સાથે બે ગુરૂભાય,
દાદાસાહેબ વાડીમા નજીક નજીક કળાય. ૧૪

બસો ચોવી ગાથાએ પરિચ્છેદ લખાય,
તસ ગુણ સમૂહનો પાર ન પામી શકાય,
અનુસરતા તેહને આત્મહિત વૃદ્ધિ થાય,
"દુર્લભ" ગુણ ગિરૂઆ કરિએ મનન સદાય ૧૫

**ઇતિ સપ્તમ પરિચ્છેદ ઉપસંહાર સમાપ્ત.**



# કળશ.



( ગાયો ગાયો રે વિમલાચલ તીરથ ગાયો એ રાગ )

ગાયો ગાયો રે વૃદ્ધિચંદ મુનીશ્વર ગાયો,
જન્મ ગ્રહિ પંજાબ ભૂમિમે, નિમિત્ત મનોહર પાયો,
સરલ સ્વભાવ કુશળ વ્યવહારમે, શિશુ વયથીજ જણાયો રે. વૃદ્ધિ૦ ૧
( એ આકણી )
કુમતિના સામ્રાજ્ય માહે પણ શ્રુત ચિંતામણિ પાયો,
તત્વગ્રાહિ શુદ્ધ માર્ગ પ્રરૂપક. પ્રસિદ્ધ મુનિ બુટેરાયો રે વૃદ્ધિ૦ ૨
કુમતિ કુટુમ્બ સહિત ગઈ એહથી શુદ્ધ આલંબન પાયો,
તાસ પસાય દૃઢ ધર્મરાગમે, ચરિત્ર નાયક જોડાયો રે વૃદ્ધિ૦ ૩
આત્મહિત વૃદ્ધિ કારણુ ઘટમે જ્ઞાન દીપક પ્રગટાયો,
અનિત્ય, અશરણ, અસાર સંસારકો. રંગ તરંગ જણાયો રે વૃદ્ધિ૦ ૪
લીન થતા વૈરાગ્યમે પૂરણ. માત, પિતા કુ સુનાયો,
તાસ અનુજ્ઞા મેળવતા વરસબે, નિજ ગૃહવાસ વિતાયો રે વૃદ્ધિ૦ ૫
રહિ જળ પંકજની પરે ન્યારો, વિનયથી આજ્ઞા પાયો,
આજ્ઞા પત્ર ધર્મયશ શ્રેષ્ટિ કો, ગુરૂજી ઉપર લખાયો રે. વૃદ્ધિ૦ ૬
કઠિણુ સમય સહિ કષ્ટ અનંતા, પ્રસિદ્ધ મુનિ બુટેરાયો;
ધર્મધ્વજ ફરકાવી પંજાબમે, દિલ્લી મુકામે આયો રે. વૃદ્ધિ૦ ૭

શુદ્ધ માર્ગ સમરથ શિષ્યોકી, શોધમે નિપુણ જણાયો,
તાસ પસાય ઓગણીસો આઠમા ચરિત્ર નાયક એ પાયોરે વૃદ્ધિ૦ ૮
દીક્ષા ગ્રહિ એહ વર્ષ દિલ્લીમા, ચાતુર્માસ ઠરાયો,
નવ જયપુર, વિંકાનેર દસમે ભાવનગર અગ્યારમે આયોરે વૃદ્ધિ૦ ૯
બાર, તેર, રહિ રાજનગરમે, વડી દીક્ષા ત્યા પાયો,
મણી વિજય પંન્યાસકી પાસે, પોતે અને ગુરૂરાયોરે વૃદ્ધિ૦ ૧૦
જ્ઞાન વૃદ્ધિ નિપૂણ શાસ્રોમે, અનુભવ જ્ઞાન કરાયો,
આજ્ઞા આપે વિચરવા ચૌદમા, બુદ્ધિવિજય ગુરૂરાયોરે વૃદ્ધિ૦ ૧૧
આજ્ઞા સભા સમક્ષ વ્યાખ્યાનની, એહિજ વરસમેં પાયો,
ચાતુર્માસ રહિ ભાવનગરમે, જાહેર બોધ સુનાયોરે વૃદ્ધિ૦ ૧૨
ગોઘાપન્નર, સોળ ભાવનગરમે, ચાતુર્માસ ઠરાયો,
સત્તરથી વીશએ ચાર ચોમાસે, રાજનગર ગુરૂરાયોરે વૃદ્ધિ૦ ૧૩
દલપતભાઈ ભગુભાઈ સંઘમે, સિદ્ધાચળ ગિરિ આયો,
એકવીશમા કરે ચાતુર્માસએ ભાવનગર ગુરૂરાયોરે વૃદ્ધિ૦ ૧૪
બાવીથી પચ્ચીશ ચાર ચોમાસે, રાજનગર ગુરૂરાયો,
સારો પુસ્તક ભંડાર એ સમયે, આ સ્થળ માહે કરાયોરે વૃદ્ધિ૦ ૧૫
શ્રીશંખેશ્વર પાર્શ્વનાથની, યાત્રા નિમિત્ત ગુરૂરાયો,
જાતા છવીશમા ચાતુર્માસ એ, રાધનપુર ઠરાયોરે વૃદ્ધિ૦ ૧૬

પ્રસિદ્ધ ગુરૂ બુટેરાય પંજાબથી, સત્તાવીશમાં આયો,
ચાતુર્માસ એ સાલનો સાથે, રાજનગરમેં ઠરાયો રે વૃદ્ધિ૦ ૧૭

અઠ્ઠાવીશ લીંબડી, ઓગણત્રીશ, સિદ્ધાચળ ગિરિરાયો,
ઓગણીસોત્રીશ ભાવનગરમે, ચાતુર્માસ ઠરાયોરે વૃદ્ધિ૦ ૧૮

રાજનગર એકત્રીશ બત્રીશ, સિદ્ધાચળ ગિરિરાયો,
તેત્રીથી પાત્રીશ ત્રણ ચોમાસે, ભાવનગર ગુરૂરાયો વૃદ્ધિ૦ ૧૯

છત્રી, સાડત્રીશ વળા શહેરમા, ચાતુર્માસ કરાયો,
નિષ્કંટક કરિ ક્ષેત્ર ઉત્તમ એ, ગુરૂ મહારાજે બનાયો રે. વૃદ્ધિ૦ ૨૦

આડત્રીથી અડતાળી સુધિ રહે, ભાવનગર ગુરૂરાયો;
વરસ એકાદશ શક્તિ અભાવે, તદન નહિ વિચરાયોરે વૃદ્ધિ૦ ૨૧

ચાતુર્માસ કરે એકતાળીશ, એહુ રિતે ગુરૂરાયો,
કાઠીયાવાડના કઇક સ્થળેથી, કુમતિ કુતર્ક હઠાયો રે વૃદ્ધિ૦ ૨૨

સંવત ઓગણી ઓગણ પચ્ચાસમે, ભાવનગર ગુરૂરાયો,
સ્વર્ગવાસ સપ્તમી દિવસે, માસ વૈશાકમેં પાયો રે. વૃદ્ધિ૦ ૨૩

શાન્તમુર્તિ, નિસ્પૃહિ, પ્રભાવિક, પૂર્ણ પ્રતાપ છવાયો,
શુદ્ધ જિનમતની પિછાન આદેશતો, તાસ પ્રતાપે પાયોરે. વૃદ્ધિ૦ ૨૪

ઉપકારી થઇ જીવ અનેકને, આત્મ કલ્યાણ કરાયો;
એ ઉપગાર અમાપ ઘડીભર, કિમ જાયે વિસરાયો રે વૃદ્ધિ૦ ૨૫

આત્મહિત વૃદ્ધિ નિમિત ગુરૂનો, સમરથ ગુણ ગણ ગાયો,
સવત ઓગણીસો ઓતેરમાહે ગદ્ય આધારે ગુંથાયોરે વૃદ્ધિ૦ ૨૬

અલ્પ મતિએ શેહેર વળામે, ગુરૂ ગુણ હૃદય સ્પુરાયો,
અગીયારસો પચ્ચીશ ગાથાએ, પદ્ય ચરિત્ર રચાયોરે. વૃદ્ધિ૦ ૨૭

વાચકવૃંદ શુભ વૃત્તિ પ્રયાશ એ, થાઓ સફળ સવાયો,
'દુર્લભ" નરભવ સફળ કરે એહ ચરિત્ર હૃદયપર ધ્યાયોરે વૃદ્ધિ૦ ૨૮

**ઇતિ શ્રી મન્મુનિ મહારાજશ્રી વૃદ્ધિચંદજી જીવન ચરિત્ર**




સં. ૧૯૭૨ ના, ચૈત્ર શુદી ૧૦

ગદ્ય ચરિત્ર આધારે રચનાર,
**દુર્લભજી વિ. ગુલાબચંદ મહેતા વળા.**



# શ્રીમદ્ રત્નાકરસૂરિ વિરચિત રત્નાકર પચ્ચીશીનો ગુર્જર ભાષાનુવાદ.

(સવૈયા એકત્રીસા)

મોક્ષ રૂપ લક્ષ્મીની માગલિકય ક્રીડાના મંદિર સમાન,
ચરણ કમળ પ્રણમેલ જેમના, દેવેન્દ્રો તેમજ રાજાન,
ચોત્રીશ અતિશય શ્રેષ્ઠ શોભતા, કેવળજ્ઞાન કળા ભંડાર,
એવા હે સર્વજ્ઞ! પ્રભુ તમે, ચીરંકાળ વર્તો જયકાર

(૧)

ત્રીજગના આધારભૂત હે, તેમજ કરૂણાના અવતાર,
દુખે નિવારી શકાય એહવા દુનિયાના દળવા વિકાર,
વૈદ્ય સમાન શ્રી વીત્તરાગ પ્રભુ, જ્ઞાનવંત વિભુ છો વિશેષ,
વિનતી કરૂ છુ આપ પ્રતિ હુ, ભોળા ભાવવડે લવલેશ

(૨)

બાળ ક્રીડાએ કરી યુક્ત, વિકલ્પ રહિત મા બાપની પાસ
નથી બોલતો બાળક શુંએ, સત્ય હકીકત કરી પ્રકાશ,
એ રીતે હે નાથ! રહેલો આપની આગળ હુ પસ્તાય,
યથાર્થતા પૂર્વક દર્શાવુ, મારો પોતાનો અભિપ્રાય

(૩)

પાળ્યુ નહિ સુન્દર શિયલ વ્રત, તેમજ દીધુ નહિ મેં દાન,
તપ્યો નહિં તપ બારે ભેદે, ઉત્તમ ભાવ થયો ન નિદાન,
આશ્ચર્ય હે પ્રભુ ! એ વર્તનથી, મે તો આ ભવની મોઝાર,
ફોગટ ભ્રમણુ કરીને નિશ્ચય, એળે ગુમાવ્યો અવતાર

( ૪ )

ક્રોધ રૂપ દાવાનળ અગ્નિ, માંહે હુ તો દગ્ધ થયેલ,
દુષ્ટ એહવા લોભ નામના, મોટા સર્પથી ડખાયેલ,
અને રહેલો છું અભિમાન, સ્વરૂપી અજગર વડે ગળાય,
બંધાયો માયા રૂપ પાસે, ભજન આપનુ શી રીતે થાય,

( ૫ )

પરહિતકારી કાર્ય નથી મેં, પરભવ માંહે પણુ કીધેલ,
હે લોકના ઇશ ! તેથી હું સુખ નથી આ લોકે પામેલ,
હે જિનેશ્વર ! એ રીત નિશ્ચય, જન્મ અમારા જેવાનાજ,
ફકત થયેલા ધારણુ ભવની, પરીપૂર્ણતા કરવા કાજ

( ૬ )

હે સુન્દર વર્તનવાળા ! હું, મુખરૂપ ચંદ્ર તમારૂ જોય,
લાભ વડે એ મોટા આનંદ, રસને દિલ દ્રવ્યુ નહિ તોય,
હે દેવ જે નિમિત્ત અમારા, જેવા જનના ચિત્ત ચકોર,
માનુ છું તે કારણુ મનને, પથ્થરથી હુ અધિક કઠોર

( ૭ )

પુષ્કળ ભવના ભ્રમણુ વડે જે, પ્રાપ્ત ઘણા કષ્ટેથી થાય,
દર્શન, જ્ઞાન, ચરણુ, રૂપ, રત્નત્રયી એ પામ્યો આપ પસાય,
તે ગઈ આળસ રૂપ નિદ્રાને, આધિન થાતા તે મોઝાર,
હે સ્વામી ! આ કોની આગળ, જઈ કરવો મારે પોકાર.

( ૮ )

થયો મને વૈરાગ્ય રંગ એ, અવર જનો છેતરવા કાજ,
ધર્મ તણો ઉપદેશ થયો મમ, લોકો રંજન કરવામાજ,
ને થયો વાદવિવાદ નિમિત્તે, મારો વિદ્યાનો અભ્યાસ.
હે ઇશ! હાસ્યજનક વૃત્તાંત એ, કેટલુ મારૂં કરૂ પ્રકાશ

(૯)

કરી પારકી નિંદાઓને, દોષવાળું મુખ મેં કીધેલ,
તેમજ પરદારાઓ પેખી નેત્રો મુજ દોષિત થયેલ,
કષ્ટ ચિંતવીને પરનુ મેં, દોષીત ચિત્ત કરેલું એમ,
હે પ્રભુ! મારૂ શુ થાશે? હુ આગળ થઇશ કૃતારથ કેમ?

(૧૦)

કામદેવ રૂપ રોગ વ્યથાની, દશામાં દિલ આધીન થયેલ,
કરી વિટંબના આત્માની મે વિષયોમા હુ અંધ બનેલ,
તે પણ પ્રગટ કરી કીધુ મે, આપની પાસે લાવી લાજ,
હે સર્વજ્ઞ! તમે પોતે તો, જાણો છો સરવે અમ કાજ

(૧૧)

અવગણુના નવકાર મંત્રની, કરી અવર મંત્રે ભરમાય,
શ્રવણ કરી નહીં આગમવાણી, કુશાસ્ત્રનાં વાકયોને ચ્હાય;
અને કુદેવ સંગતથી નિષ્ફળ, ઇચ્છયુ મે કરવાને કામ,
હે નાથ! નિશ્ચય મુજ મતિમા, વિભ્રમ એહ થયેલ તમામ

(૧૨)

દષ્ટિ લક્ષમાં આવેલા મુજ, એવા મેં છોડીને આપ,
મૂઢ બુદ્ધિવાળાએ હૃદયે ધ્યાન ધર્યું ખાઇને થાપ
સ્તન કટાક્ષ ગંભીર નાભિને, કટિ પ્રદેશ સબંધી ભાગ,
સ્ત્રીઓના વિલાસોએ મે, ધ્યાયા ધરી અંતરમાં રાગ,

(૧૩)

ચપળ નેત્રવાળી સ્ત્રીઓના, પેખી મુખ મુદ્રાના ભાગ,
લાગેલો છે મન સબંધી લેશ, વિશેષ પ્રકારે રાગ,
ધોયો છતા પવિત્ર સિદ્ધાત, રૂપીએ રત્નાકર મોઝાર,
તો પણ દુર થયો નહિં તેનું, કારણ શુ હે તારણહાર

( ૧૪ )

નથી શુશોભિત તન આમારૂ, નહિ સદ્‌ગુણ સમૂહનો ભાસ,
તેમજ નથી કોઇ મુજ માહે, એવો નિર્મળ કળા વિલાસ,
દેદિપ્યમાન, કાન્તિ છે જેની, ઠકુરાઇ એવી પણ કોય,
છે નહિં હુ અહંકાર વડેથી, કદર્થના પામેલો તોય

( ૧૫ )

શીઘ્ર જાય આવરદા મારી, પાપ બુધ્ધિ તો પણ નહિં જાય
અને અવસ્થા ગઈ મારી પણ, વિષય વાસના તૃપ્ત ન થાય,
કર્યો પ્રયત્ન ઔષધ વિધિમા, ધર્મ વિષે નથી યત્ન કરેલ,
હે સ્વામી! હુ કષ્ટ એ રીતે, મોટા મોહ વડે પામેલ

( ૧૬ )

આત્મા, પરભવ, પુન્ય, પાપ કે, કશુ નથી એમાથી કાય,
ધરી કાને મેં નાસ્તીકોની, એવી કડવી વાણી સ્હાય,
કેવળ જ્ઞાન વડે કરી સૂર્ય, સમાન અતિ એવા સાક્ષાત,
હે દેવ! ધીક્કાર હો મુજને, આપ છતા રૂચી એ વાત

૧૭

અર્ચા મેં કરી નહિં દેવની, નહિ સુપાત્ર પૂજા કીધેલ,
તેમજ શ્રાવક અને સાધુનો, ધર્મ નથી પણ મે પાળેલ,
મનુષ્ય જન્મ પામેલો તો પણ, ગુમાવ્યું સઘળુ મે આમ,
જેથી કરેલ વિલાપ રાનમા, એવું મારે થયું તમામ.

૧૮

અસત્ય એહવાં કામ ધેનુ ને, કલ્પ વૃક્ષ ચિંતામણી રત્ન,
પીડા ધરી મેળવવા મનમા, ઇચ્છાપૂર્વક કીધા યત્ન,
પણ ઇચ્છયો નહિ જૈન ધર્મમેં, પ્રગટ સુખ દેનારો જેહ,
વિશેષ પ્રકારે મૂઢપણું મુજ, નીરખો હે જિનેશ્વર એહ.

૧૯

સરસ સરમ ભોગોની લીલા, નિત્ય ચિતવી મન મોઝાર,
પણ એ છે રોગોની જવાળા, મે અધમે ન કરેલ વિચાર,
ચિતવી મે ધનની પ્રાપ્તીને મરણ તુલ્ય નહિં એ ધારેલ,
અને ચિતવી સ્ત્રીઓ દિલથી, નહિ ધારેલ નરકની જેલ.

૨૦

સદાચારના સેવનથી હું, સાધુ હૃદયમાં નથી રહેલ,
તેમજ કીર્તિપર ઉપકારી, કાર્ય વડે નથી પ્રાપ્ત કરેલ,
તીર્થોદ્ધાર વિગેરે એવા, નથી કરેલા મે શુભ કામ,
ફોગટ ગુમાવ્યો નિશ્ચય મેં, એવી રીતે જન્મ તમામ.

૨૧

ગુરૂ ઉપદેશ વડે વૈરાગ્યનો, રંગ નથી મુજને લાગેલ,
તેમજ નથી શાન્તિ દુર્જનનાં, વચનો માહે મેં ધારેલ,
અને વળી અધ્યાત્મ જ્ઞાનનો, અંશ નથી મારામા કાય,
હે દેવ! પછી કઇ રીતે આ, ભવસિંધુ મારાથી તરાય.

૨૨

પૂણ્યઉપાર્જન પુર્વ ભવે મેં, કીધેલું નથી એવું કાંય,
અને આવતા જન્મ વિષે પણ, મારાથી નહિં કરી શકાય;
જે માટે હું એવો મારા, ભૂત ભાવીને, સાંપ્રત, તેમ,
વ્યર્થ ગંયા એ ત્રણે ભવોને, હે ઇશ! હારી ગયો હું એમ.

૨૩

અથવા તો વિશેષ પ્રકારે, ફોગટ હું શુ આપની પાસ,
હે દેવ! હે પુજ્ય આમારૂં, ચરિત્ર કેટલું કરૂ પ્રકાશ;
સ્વરૂપ નિરૂપણ ત્રણ જગતનું, કરનારા પોતે સાક્ષાત,
કવણ માત્ર તેની આગળ આ, મારા ચરિત્ર તણો અવદાત

૨૪

(મનહર છંદ)

દિન જનનો ઉદ્ધાર કરવામા ધુરંધર, આપથી ન બીજો
કોય તેમજ આ લોકમાં.
કૃપાનુ ભાજન નથી, મારા થકી બીજો કોઇ, તોપણ હે
જિનેશ્વર રહેલ આ જગમા,
લક્ષ્મીને માગતો નથી, પરંતુ અર્હન દેવ મોક્ષ,
લક્ષ્મીના સમુદ્ર પ્રાર્થના કરૂં છું હુ,
અદ્વિતીય સ્થાનરૂપ, મંગળના આપો મને, "દુર્લભ"
સમ્યકત્વ, રત્ન સુખદાય મોક્ષનુ.

૨૫





## બાળબ્રહ્મચારી તીર્થોદ્ધારક અનુયોગાચાર્ય (પંન્યાસજી) શ્રી ઉમેદવિજયજી ગણીનું ટુંક જીવન વૃત્તાંત.

### ગુરૂગુણ પચ્ચીશી રૂપ ગહૂલી

( રઘુપતિ રામ હૃદયમા રહેજોરે . . એ રાગ )

નમુ વીર જિનેશ્વર રાયરે, પ્રણુમી શુભ સારદ માયરે;
સ્તવું ઉમેદવિજય ગુરૂરાય ... ભવિગુરૂ
રાજ ચરિત્ર સાભળતા રે, ધરે આત્મ સ્વરૂપે રમણુતા ભવિ૦ ૧
(એ આકણી)
ઓગણીનો ત્રણુ વિક્રમમા રે, ગુરૂ જન્મ [૧]મરૂભૂમિમારે,
ભાવ્યા માત [૨]પિતાતણા મનમા .. .. ભવિ૦ ૨
[૩]શીશુવયથી મહાવડભાગીરે, નિસ્પૃહિ બ્રહ્મચારી ત્યાગીરે;
દૃઢ ધર્મમા લગની લાગી . . .. ભવિ૦ ૩
ઓગણી છવી વિક્રમમારે, ગ્રહે દીક્ષા [૪]પાલી નગરમારે;
માત્ર ત્રેવી વરસની ઉમ્મરમા .. .. .. ભવિ૦ ૪
ગુરૂ વિનયવિજયજી પાસરે, ગ્રહે દીક્ષા ધરતા ઉલ્લાસરે;
વધારતા શાસ્ત્રાભ્યાસ .. . ... ભવિ૦ ૫

---

૧ મારવાડમા ૨ માતા રત્ન કુક્ષી લક્ષ્મીબાઈ. પિતા ધર્મદાસ. ૩ જન્મથીજ
૪ પાલી શહેરમા.

યોગવહન પછી ગુરૂરાયરે, વડી દીક્ષા [1]અઠાવીમા થાયરે,
ગણી રત્નવિજય સુપસાય .. . .. ભવિ૦ ૬
ગણી ગંભીરવિજયજી પન્યાસરે, ભાવનગરમા તેહુની પાસરે,
પામ્યા ગણી પદવી ઉલ્લાસ .... ... . ભવિ૦ ૭
ગણી મુક્તિવિજય મુનિરાયરે, તસ શિષ્ય રાધનપુર માયરે,
મલ્યા આણુન્દવિજય મુનિરાય . ભવિ૦ ૮
પદવી પન્યાસની આયરે, એહ ગણીજી શિષ્ય પસાયરે,
ઓગણીસો બાવનમા થાય . ભવિ૦ ૯
ગણી ઉમેદવિજય પન્યાસરે, વૃદ્ધિચદ મુળચંદજીના ખાસરે,
પરિવારથી દઢ સહુવાસ .. ભવિ૦ ૧૦
ડીસામા દીક્ષા ગુરૂપાસરે, લેતા ચતુરવિજયજી પન્યાસરે,
નિમે વૃદ્ધિચદજી શિષ્ય તાસ ભવિ૦ ૧૧
બીજા સુમતીવિજય મુનિરાયરે, વડી દીક્ષા દેતા ગુરૂરાયરે,
નેમિસૂરિ શિષ્ય નીમાય .. . ભવિ૦ ૧૨
[2]શિષ્ય નરેંદ્રવિજય તપ ધારીરે, બીજા પ્રધાનવિજય ગુણ ભારીરે,
ત્રીજા અમૃતવિજય મનોહારી.... ભવિ૦ ૧૩
ગણી ખાંતીવિજયજી પન્યાસરે, [3]જય ધનરૂપવિજયજી તાસરે,
[4]ષટ શિષ્ય ગુરૂના પ્રખ્યાત ભવિ૦ ૧૪
જયવિજયજીના કલ્યાણરે, [5]પુષ્પ, ચમરેંદ્ર, ખાંતિના જાણરે,
નરેંદ્રના લબ્ધીને ભાણ ... ભવિ૦ ૧૫
ઓગણીસો ત્રેપનમા આયરે, ચાતુર્માસ વલ્લભીપુર થાયરે,
પામ્યા પરીચય પુણ્ય પસાય. .. . ભવિ૦ ૧૬

૧ સં. ૧૯૨૮ ની સાલમા. ૨ શિષ્ય સમ્રદાય ૩ જયવિજયજી
૪ છ શિષ્ય ૫ પુષ્પ વિજયજી

સાથે નરેદ્રવિજય મુનિરાયરે, કરતા [1]સોળભતુ આયરે;
ગુરૂ ભક્તિ ઓત્સવ વડે થાય . . ભવિ૦ ૧૭
થરાના બેતાળીશ ગામરે, કલેષ જ્ઞાતિ સબંધી તમામરે,
કાઢી ઐકયતા કરી આ ઠામ . ભવિ૦ ૧૮
પાર્શ્વનાથ ભીલડીયા માયરે, પોશ દશમીયે મેળો ભરાયરે,
કર્યું તીર્થ પ્રસિદ્ધ ગુરૂરાય .. .... ભવિ૦ ૧૯
કચ્છદેશ તેમજ મારવાડરે, [2]ગુર્જર અને કાઠીયાવાડરે,
કર્યો વીચરી અતિશય [3]પાડ . ભવિ૦ ૨૦
[4]ઉપગાર વાપ્યા જો લખાયરે, ચરિત્ર ગૌરવ વધી જાયરે,
પ્રભાવીક હતા ગુરૂરાય ... ભવિ૦ ૨૧
કાયુ વચન ગુપ્તિપર ધારીરે, તપ, સયમ, નિયમ, મનોહારીરે,
પ્રતાપ છવાયેલ ભારી . . ભવિ૦ ૨૨
આડત્રીશ વરસ ગુરૂરાયરે, પાળી દીક્ષા પર્યાયરે,
ચાતુર્માસ સિદ્ધાચળ જાય . ભવિ૦ ૨૩
[5]રતનચંદ ભડારીમા જાણુરે, ઓગણી ચોસઠે નિરવાણુરે,
ગયા સ્વર્ગે ચતુર સુજાણ . .. ભવિ૦ ૨૪
થરા ગામનો સઘ સમુદાયરે, નિરવાણુ મહોત્સવ કરે આયરે,
વળા વાસી "દુર્લભ" ગુણગાય ... .... ભવિ૦ ૨૫

લેખક,
**દુર્લભજી વિ૦ ગુલાબચંદ મહેતા.**
(વલ્લભીપુર) **વળા.**

---

૧ સોળ ઉપવાસ ૨ ગુજરાત ૩ ઉપગાર. ૪ ગુરૂ મહારાજના ઉપગારનુ વીવરણ સવિસ્તર જો લખાય તો બંન્ને ગ્રથ બને આંહિ ટુક જીવન ચરિત્ર હોવાથી લખેલ નથી પરતુ પ્રભાવીક એવા હતા કે તેમનુ ચરિત્ર પણ હવે બહાર પડ્યું છે તેમાંથી સવીસ્તર બીના જાણવી ૫ રતનચદ ભડારીની ધર્મશાળામાં.

વાંચો!　　　　　　વાંચો!! અને　　　　　　વંચાવો!!!

# દુર્લભ કાવ્યકલ્લોલ



ઉપરોક્ત નામનો નવિન પદ્યાત્મક ગ્રંથ અમારા તરફથી સને ૧૯૨૪ ની જૈન પત્રની ભેટની બુક નવસ્મરણમા આપેલ જાહેર ખબર અનુસાર છપાઈ તૈયાર થયેલ છે.

## જે કૃતિને સાત પ્રકરણોમાં ગોઠવેલ છે.

૧ સપ્ત દુર્વ્યસન. ૨ અઢારપાપસ્થાનક ૩ દ્વાદશ ભાવના.

૪ શ્રી સિદ્ધગિરિરાજના સ્તવનો શ્રી સિદ્ધગિરિના રસ્તામા આવેલ પાદુકા અને મૂર્ત્તિઓ આદિની સાહિતી આપતા, તેમજ શ્રી મુળનાયકની ટુંકમાથી લીધેલ જિનબિમ્બોની ગણત્રી પૂર્વક ભવપૂજા કરનારને ઉપયોગી, અને નવાણુ યાત્રા કરનારને અવલથી આખર સુધીની વિધિના અને નવટુંકો વિગેરે સ્થળો સ્થળના ૨૯ સ્તવનો તદ્દન નવાજ ચાલતા જમાનાની રાગ-રાગિણીથી.

૫ વિવિધ વિષય સંબોધક ચતુર્વિંશ જિન સ્તવન. ૬ પાદપૂર્તિ અને તર્ક તરગના રમુજી વિચારો ૭ વૈરાગ્ય, નૈતિક ધાર્મિક ભિન્નભિન્ન ૬૦ વિષયોપર કવિતા.

## સાતમા પ્રકરણના વિષયોના નામ.

| | | |
|---|---|---|
| દ્રઢતા | બોલ્યુ પાળવા વિષે. | અવમાન સમય ચેતનની જાગૃત દશા |
| સ્વભાવ. | કલીયુગ સામ્રાજ્ય. | મધબીન્દુ આશકત મુસાફરની અવસ્થા. |
| અભાવ | ચેતનને શીખામણ | વિશાશ્રીમાળી જ્ઞાતિ સમ્મેલન પ્રસંગના.<br>જોધપુર સાહિત્ય સમેલન પ્રસગના |
| કુમર. | સરસ્વતી મહિમાષ્ટક | શ્રીમુનિસુવ્રત દેશના ચદરાજાનો પાછલોભવ |

| | | |
|---|---|---|
| વૈરાગ્ય | અભીમાન પચ્ચીશી | સુખી દુ ખી જીવતર વિષે |
| મુરખ | ઈર્ષા પચ્ચીશી. | ગૃહસ્થના સામાન્ય ધર્મ–માર્ગાનુસારીના |
| સતોષ | પરમાર્થ વૃત્તિ. | ૩૫ ગુણ. |
| વિનય. | માનસીક ફરજ. | વૃદ્ધ વિવાહ નિષેધક |
| ક્ષમા. | મેઘરાજાની અમીવૃષ્ટિ | મુગા અવાચક પ્રાણીઓની અરજી. |
| દુર્જનતા. | વ્યભિચાર દોષ | શ્રીપર્યુષણાપર્વનુ વીધીયુકત સ્તવન. |
| સજ્જનતા. | શક્તિ સામ્રાજ્ય | વિષય વિરકત વીરાષ્ટક |
| અદેખાઇ | વિરોધાભાસ પદ્યાષ્ટક. | પ્રથમ પોતાનુ સંભાળવા વિષે |
| ભવઅટન. | સ્વાર્થઅંધના લક્ષણ | સાગરાનંદસુરિ ગુણાષ્ટક |
| સત્ય જીવન. | આરોગ્ય આચરણ | શ્રીમદ્ વિજય ધર્મસુરિ ગુણાષ્ટકો |
| દોરંગીદુનિયા. | મનને શીખામણ. | વિક્રમ સવત ૧૯૭૪-૭૫ ના સવાદો. |
| કહેવત કોષ | કન્યાવિક્રય દોષ. | શુ ઉપદેશ અધર્મિને લાગે ? |
| | અનુયોગાચાર્ય (પ) | શ્રી ઉમેદ વિજયગણી ટુક જીવનવૃત્તાંત. |
| | | રત્નાકર પચ્ચીશીનો ગુર્જર ભાષાનુવાદ |

આ સીવાય સાલ મુબારક, ક્ષમાપના, અંતિમ ઉદ્‌ગાર વગેરે વગેરે એકંદર ૬૦) વિષયો ૭ મા પ્રકરણમાજ છે એકંદર તમામ કાવ્યો ૧૭૫ આશરે છે જે કાવ્યો આજ સુધીમાં જૈન, જૈનધર્મ પ્રકાશ, આત્માનંદ પ્રકાશ, જૈનશાસન, જૈન શુભેચ્છક, સત્સંગ,, ગુજરાતી આદિ પત્રોમાં પ્રથક્ પ્રથક્ પ્રસિદ્ધ થયેલ છે જેના જિજ્ઞાસુઓની માગણીથી તેનો સંગ્રહ ઘણાજ જુજ વખતમાં ઉપરોકત બુક દ્વારા બ્હાર પડયો છે અમારો નવસ્મરણનો અનુવાદ તેમજ ઉપરોકત તમામ કાવ્યો આજ સુધીમા જુદી જુદી રીતે બહાર આવેલ હોવાંથી તે સંબધે અત્ર કાંઈ ઉલ્લેખ કરવા જરૂર નથી

સદરહુ બુક સુપરરોયલ ૧૬ પેજી ફારમ ૧૪ા ઉંચા ૬૦ રતલી કાગળ ઉપર પાકા ઇમીટેશન બાઇન્ડીંગથી તૈયાર કરાવેલ છે વધારે લાભ તેના જિજ્ઞાસુઓ મેળવે એ હેતુથી કીમ્મત પણ ગ્રંથના પ્રમાણુમાજ કમી રાખેલ છે અગાઉથી ગ્રાહક થનારને રૂા ૧-૦-૦ પોષ્ટેજના ૦-૨-૬ તેમજ પાઠશાળામા ભેટ આપવા અગર પરભાવના કરવા એકી સાથે ૧૦૦ બુક ખરીદનારને રૂા ૦-૧૨-૦ તથા પોષ્ટેજ બેઠા મુજબ અને એકી સાથે ૧૦) દશ બુક ખરીદનારને ૧ બુક ભેટ બહારગામ માટે કમીશન એજટ જોઇએ છીએ જેને ઇચ્છા હોય તેણે વીગતવાર તથા ગ્રાહકોએ ચોખા અક્ષરથી પોતાના સરનામા સાથે નીચેના સરનામે લખવુ વિશેષ ખુલાસા માટે પત્ર વ્યવહાર પણ નીચેના સરનામે કરવો ઇતિશમ્ ૐ શાતિ ૩

વી પી. થી મગાવનાર કરતા મનીઑડર મોકલી મગાવનારને ખરચમા ફાયદો થશે } **દુર્લભજી વિ૦ ગુલાબચંદ મહેતા.**
ધોળાજકશન થઇને-જાળા
(કાઠીયાવાડ)

આ ભાવ મૌન એકાદશી સુધી સમજવા.

એજંટોને ત્યા બહારગામ રૂા ૧-૩-૦ના ભાવથી છુટક મળે છે શિરનામા બુકના પાછલ પુઠે વીગતવાર છાપેલ છે.

ધન ઘાટે પૃથ્વિ હસે, ઔષધ ખાતા કાળ,
વ્યભિચારી નારી હસે, પતિ ખેલાવત બાળ ૧
દિયાકા ગુણુ તેલ હૈ, દિયા કરો સબ કોય,
પડી વસ્તુ સુજે નહિ, જો કર દિયા ન હોય ૨
ચરણુ ધરત ચિન્તા કરત, ત્યાજત શોર બકોર,
સૂવર્ણકું હુંઢત ફીરે, કવિ, વ્યભિચારી, ચોર. ૩
દુર્લભ કાવ્ય કલ્લોલ આ, કર ગ્રહિ કરો વિચાર;
સાર સાર અતર ધરો, સફલ થાય ઉદ્ગાર ૪

